# અભિલાષ

સ્વ. બહેન શ્રીમતી

એમની ગદ્ય અને પદ્ય કૃતિઓનો સંગ્રહ

પ્રકાશક

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ · અમદાવાદ

પહેલી આવૃત્તિ
ઑક્ટોબર ૧૯૪૫
અમૂલ્ય



૨

પ્રકાશક
વિષ્ણુપ્રસાદ રતનરામ ઠાકોર
શ્રી રામકૃષ્ણ ભુવન · ગુજરાત સોસાઍટી · એલિસબ્રિજ અમદાવાદ
અને
રસિકલાલ વાસુદેવ મહેતા
હજીરાની પોળ · સાંકડી શેરી · અમદાવાદ
માનદ મંત્રીઓ · શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ · અમદાવાદ

મુદ્રક · બચુભાઈ રાવત · કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય લિ. · ૧૪૫૪ રાયપુર અમદાવાદ

## SRIMATI

O blessed one, whose heart from infancy
Hymned Krishna's home of song and loveliness,
He answered thee with His blue lullaby:
In ignorance we call it death—not Grace.

September, 1944

Dilip Kumar Roy

२

# નિવેદન

ઝીણા મધુર સ્વરે બે-ત્રણ ભજનો ગાઈ રહે એટલે 'હવે એક છેલ્લું—સુણી મૈં હરિ આવનકી અવાજ' એમ કહી એ મીરાંબાઈનું ભજન અમે તેમની પાસે ગવડાવતા. એ તેમનું ખાસ પ્રિય ભજન હતું. હૃદયના સંપૂર્ણ ભક્તિભાવથી એ ગીત જ્યારે તે ગાતાં ત્યારે સાંભળનાર સૌનાં હૃદય ભક્તિભાવમાં વિલીન થતાં.

આવી રીતે તે ભજનો તેમજ પોતાનાં રચેલાં ઊર્મિગીતો ગાતાં ત્યારથી જ અમને તેમની કુદરતી કાવ્યશક્તિ અને ભાવ માટે માન અને ગૌરવ હતાં. અમને લાગતું કે ભવિષ્યમાં એમની એ ખીલેલી શક્તિ જરૂર બહાર આવશે. એમનાં રચેલાં ભજનોનો સંગ્રહ જ્યારે એકત્ર કરવામાં આવ્યો ત્યારે તેનું સુંદર પ્રકાશન જરૂર બહાર પડવું જ જોઈએ એવી અમારી ઈચ્છા થઇ. આ ઈચ્છા અમે શ્રી બંસીધરભાઇને જણાવી ત્યારે તે વિચાર તેમણે સ્વીકાર્યો અને એને સુઘડ અને સુંદર સ્વરૂપે રજૂ કરવા અમે કુમાર કાર્યાલયની પસંદગી કરી. તે કલામય પ્રકાશન અમે જનસમાજ આગળ મૂકીએ છીએ. અમે આશા રાખીએ છીએ કે સૌ વાચકો સ્વ. શ્રીમતીબહેનના આ રચનાપ્રબંધના ગુણદોષ ન જોતાં તેમાં નીતરતા ઇશ્વરીય ભાવ ઉપર એમની નિષ્ઠા કેવી દૃઢ હતી તે તરફ નજર કરે.

બાલકોમાં નાનપણથી થતા સંસ્કાર-સિંચનનું, વડીલોની સાચી કેળવણીનું અને વિદ્યાની યથાર્થ ઉપયોગિતાનું દર્શન આ પુસ્તકમાં આપણને થશે. सा विद्या या विमुक्तये।

માબાપની બાલક પ્રત્યેની ફરજ અને બાલકે સ્વાધ્યાયથી જીવન સફળ કરવું એ બંનેનો સુમેળ એટલે જ એક પૂર્ણ જીવન. પછી એ ટૂંકું હોય કે લાંબુ હોય, એ હર્ષ-શોકનો વિષય ન બને. એ જીવન ધન્ય બને છે.

જન્માષ્ટમી ૨૦૦૧
અમદાવાદ

મંત્રીઓ
**રામકૃષ્ણ સેવા સમિતિ**
**અમદાવાદ**



## પ્રતર્પણ

તરુણ વયમાં પંચત્વ પામેલાં શિષ્યાનાં સંસ્મરણો લખતાં મને નિરવધિ દુઃખ થાય છે. છતાં ય જ્યારે તેમના સ્મરણ રૂપે તેમનું સ્વલિખિત કેટલુંક સુંદર સાહિત્ય પ્રગટ થાય છે ત્યારે મને તેમનાં થોડાં સંસ્મરણો વ્યક્ત કરવાની ફરજ લાગે છે.

ઈ. સ. ૧૯૩૪ના માર્ચ માસમાં શ્રીમતીબહેનને શિક્ષણ આપવાનું મેં શરૂ કર્યું. તે વખતે તે અંગ્રેજી ચોથા ધોરણમાં અભ્યાસ કરતાં હતાં. તેમનામાં અભ્યાસ માટે ખંત અને ઉત્સાહ પ્રશસ્ય હતાં, તોપણ શાળાનો અભ્યાસ કરવામાં તેમનો રસ માત્ર ધોરણો પાસ કરવા પૂરતો જ હતો. તેમનો સાચો રસ તો ઈતર વાચન અને કાવ્યો રચવામાં હતો. ગૂજરાતી ભાષાનાં ઘણાં મૌલિક પુસ્તકો તેમણે વારંવાર વાંચ્યાં હતાં. કાવ્યો અને ગદ્ય તરફ તેમનો પક્ષપાત રહેતો. 'દર્શનિકા' તેમનું અત્યંત વહાલું પુસ્તક હતું. એમાંથી તો તેમણે મને ઘણી વાર નીચેની ટૂંકો સુન્દરરીતે ગાઈ સંભળાવી હતી:

જન્મીને જીવવું તે નહિ જીવવું,
જીવન સુન્દર રીતે જીવે તે નવાઇ.

જીવનઆનન્દને શોધવા ક્યાં જવું?
જીવનઆનન્દનો વાસ હૃદયે!

આંખમાં જો હશે આંખની જ્યોત તો
જગતની જ્યોતિ તે ઝીલી જોશે!

જીવન આનન્દ છે જીવનને અંતરે!
સ્નેહની છે સુધા સ્નેહધારે!

જીવનની ઉચ્ચતા કષ્ટથી સાધતાં
જીવનમાં ભવ્ય આનન્દ ખીલે!

જીવનનું ધ્યેય ને જીવન-અભિલાષ સૌ
પ્હાડ જેવાં સદા ઉચ્ચ રાખો.



સમય જતાં શ્રીમતીબહેન કવિશ્રી લલિતજીના સમાગમમાં આવ્યાં. લલિતજીનો તેમના કુટુમ્બ સાથે ગાઢ પરિચય હતો, તેથી તે ઘણીવાર તેમને ઘેર રહેતા અને પોતાના એ નિવાસ દરમિયાન પોતાનાં ભાવાત્મક કાવ્યો સૌને સંભળાવતા. આ કાવ્યો સાંભળ્યા પછી શ્રીમતીબહેનનો કાવ્યરચનાનો શોખ બલવત્તર બન્યો. તેમની આ શક્તિને કવિશ્રી લલિતજીએ વેગ આપ્યો અને કાવ્યરચના સંબંધે કેટલોક અભ્યાસ પણ તેમને કરાવ્યો.

શ્રીમતીબહેનના જીવનનો પ્રધાન વ્યવસાય સાહિત્યોપાસના હતો. દેવસેવા અને પુસ્તકવાચન તેમના દૈનિક જીવનનો ઘણો સમય આવરી લેતાં, જેથી કેટલીક વાર તેમના સંપર્કમાં આવનારાં તેમને 'એકલવાયાં' કે 'અતડાં' કહેતાં. આને ખામી ગણો કે સદ્‌ગુણ, પરન્તુ તેમના જીવનની સમીક્ષા કરતાં કોઇ પણ વ્યક્તિને આજે જરૂર લાગે કે તેમનું એકલવાયું જીવન ઇશ્વરપ્રેરિત હશે.

શ્રીમતીબહેનને સંગીત ઘણું પ્રિય હતું. એમનો કંઠ મધુર હતો. આ વિષયમાં તે ખૂબ નિપુણ થાય તે હેતુથી તેમના પિતાશ્રીએ સંગીતશિક્ષક શ્રી ગોપાલરાવને રોકયા હતા. તેમની પાસેથી તેમણે સંગીતનો શાસ્ત્રીય

અભ્યાસ ઘણાં વર્ષો સુધી કર્યો. દિલરૂબા ઉપર તેમણે સારો કાબૂ મેળવ્યો હતો.

શ્રીમતીબહેનનું માનસ ભક્તિપ્રધાન હતું. તેથી જ્યારે તે ભજનો ગાતાં ત્યારે ગેયતાની સાથે મૃદુ ભાવ સ્પષ્ટ તરવરતા. એમનું ખૂબ પ્રિય ગીત 'હરિ આવનકી અવાજ' હતું. એક વખતે તે શ્રી અરવિન્દ આશ્રમે ગયાં હતાં ત્યારે તેમણે પોતાની સાહજિક ઢબમાં ઉન્નતભાવથી નીતરતાં કેટલાંક ગીતો શ્રી દિલીપકુમાર રૉયને સંભળાવ્યાં હતાં. એ તેમને એટલાં શ્રુતિમનોહર ને મધુર લાગ્યાં હતાં કે તેમણે તેના પારિતોષિક તરીકે પોતે પણ ઉચ્ચ કોટિનાં ગીતો શ્રીમતીબહેનને સંભળાવ્યાં હતાં.

શ્રીમતીબહેને નાની વયમાં યાત્રાઓ પણ ઠીકઠીક કરી હતી. દક્ષિણ હિન્દની યાત્રાએ ગયાં ત્યારે પૉંડીચેરી શ્રી અરવિન્દના દર્શનાર્થે ગએલાં. તે જ દિવસે શ્રીમતીબહેનની વર્ષગાંઠ હતી. શ્રી અરવિંદના દર્શને જતાં તેમને થયું કે આ આશ્રમમાં 'સમર્પણ' એ ભક્તનું ખાસ લક્ષણ ગણાય છે. ઈશ્વરનો અનુગ્રહ વાંછતાં પહેલાં ભકતે પ્રભુને સર્વસ્વ સોંપવું આવશ્યક મનાય છે. આજે મારૂં નવું વર્ષ શરૂ થાય છે. ચાલો, કાંઇક તો અમલમાં મૂકું અને શ્રી અરવિન્દની અમીદૃષ્ટિ પામું! તેમની પાસે પોતાની થોડીક રકમ હતી. તે સઘળી રકમ તેમણે શ્રી અરવિન્દને ભેટ ધરી અને નીચે પ્રમાણેનો પત્ર લખ્યો:

પૂજ્ય શ્રી અરવિન્દ,

આપના દર્શનને દિવસે મારી વર્ષગાંઠ છે. આ એક અતિ આનંદની વાત છે. મારી પાસેની અંગત સઘળી રકમની ભેટ આપને ખૂબ જ પ્રેમથી ધરૂં છું. આપ સ્વીકારી ઉપકૃત કરશોજી. આજથી મારૂં જીવન પ્રતિદિન ખૂબ જ ઇશ્વરપરાયણ રહે એવા અનુગ્રહની અભિલાષા રાખું છું. આજ્ઞાંકિત

શ્રીમતીના પ્રણામ

આ યાત્રા પછી કેટલાક સમયને અંતરે સૌ કાશ્મીરના પ્રવાસે ગયાં. એ પ્રકૃતિધામમાં વિહાર કરતાં શ્રીમતી બહેનને જલધોધનો નિનાદ, નવાં પક્ષીઓનો કલ્લોલ, મનોરમ ઉદ્યાનો, હરિયાળાં ઉપવનો વગેરે પ્રભુની લીલા સમજવા ખૂબ પ્રેરણા આપતાં. કેટલીક વાર નદીના સુન્દર પ્રવાહ કે જલધોધનો નિનાદ સાંભળવા તે બેસી જતાં અને ભજનો લલકારતાં.

આ રીતે કાશ્મીરના અત્યન્ત પ્રેરક વાતાવરણનો લાભ લીધા પછી મનસા સૌની ઇચ્છા થઈ કે જીવનસંભારણા તરીકે એક ફિલ્મ લીધી હોય તો ? ફિલ્મ લેવાનું નક્કી કર્યું. ફિલ્મ લેવાની શરૂઆતમાં જ એક ચિરસ્મરણીય, અપૂર્વ ઘટના બની, જે આજે આખાય કુટુમ્બને અત્યન્ત સ્પર્શે છે. ફિલ્મ શરૂ કરતાં પહેલાં જ એક પડછંદ, ભવ્ય માનવદેહ, વાદ્ય વગાડતોવગાડતો જતો હતો. આવા ભવ્ય માનવદેહને જોતાં જ સૌને તેને બોલાવવાની ઈચ્છા થઈ. તેને પાસે બોલાવ્યો, બેસાડ્યો અને તેને ગીત ગાવા કહ્યું. શ્રીમતીબહેનના પિતાશ્રી બન્સીધરભાઇએ તેને ફિલ્મમાં લીધો. ફિલ્મની શરૂઆતથી અન્ત સુધી તેણે 'જાગ મુસાફિર દેખ જરા, તેરી કૂચકી નૌબત બાજ રહી'નું ગીત અનુપમ સ્વરે ગાયું અને વિદાય થયો. સૌને આ ગીત ઘણું જ ગમ્યું. થોડી વારે તેને પાછો બોલાવવા તપાસ કરી પણ તે ન મળ્યો. આ તો એક અકસ્માત જ હતો; પરન્તુ તે દિવસે જ તેણે જાણે સૌની તન્દ્રા તોડાવી જીવનનો સાચો મન્ત્ર આપ્યો. શ્રીમતીબહેન તો આને 'બહેન ! જાણે દેવનો ફિરસ્તો ન હોય !' તેવું ઘણી યે વાર કહેતાં. તેના ગીતના ભાવોએ સૌનાં હૃદયને દ્રવાવી દીધાં. જીવનસાફલ્યનો આ એક પ્રસંગ હતો. પરન્તુ માનવી આશા અને સ્વાર્થના તન્તુએ એટલો મસ્ત હોય છે કે તેના ઉન્નત ભાવો ક્ષણભર

જ ટકે છે ને પાછો વ્યવહારમાં પડતાં બધું વિસારે છે, તેમ સૌનું બન્યું. પરન્તુ શ્રીમતીબહેનના જીવનમાં તો આ પ્રસંગે દૈવી સિંચન કર્યું એમ કહેવું અવાસ્તવિક નહિ ગણાય; કારણકે જીવનાન્ત સુધી તે વધુ ને વધુ એકાન્તિક જીવન ગાળી પ્રભુપરાયણ બન્યાં, જે તેમનાં લખેલાં ભાવપૂર્ણ કાવ્યોમાં સ્પષ્ટ ભાસે છે. તેમના પત્રોમાં તેમણે અનેકવાર તેમનાં મિત્રને ઉદ્‌બોધેલું કે સાચો મિત્ર, સાચો સાથીદાર, ઇહ અને પરલોકમાં પ્રભુ જ છે. મિત્રથી વિખૂટા પડવાના પ્રસંગો અનેક પ્રાપ્ત થશે, પરન્તુ પ્રભુ તો ચિરંજીવ મિત્ર છે.

બાલ્યકાળથી જ પરમાત્મામાં અનન્ય શ્રદ્ધાને અંગે તેમણે પોતાના જીવનને એવી રીતે ઘડયું કે જીવનની સંધ્યા સમયે પણ તેમની મુખમુદ્રા

तस्य एव अहम् । તે પ્રભુની જ હું
मम एव असौ । તે પ્રભુ મારા જ

આદિ ભાવો વ્યક્ત કરતી હોય તેમ દીસતી હતી. અને ભગવત્‌સ્મરણ કરતાંકરતાં જ તે પ્રભુશરણ થયાં.

તેમના આત્માને પ્રભુ અનન્ત શાન્તિ અર્પે એ જ અભ્યર્થના.

ॐ शान्तिः ॐ शान्तिः ॐ शान्तिः ।

**હરપ્રસાદ ભટ્ટ**

તા. ૨૫-૮-૪૫
૧૪, દશાપોરવાડ સોસાએટી
એલિસબ્રિજ · અમદાવાદ



# શાન્તિ-ગીત

શ્રીમતી કોકિલા

• દેશ •

ઊડી ગયાં શ્રીમતી કોકિલા,
અકાળ, આ ભવ-પાર !
વસન્તમાં, ટહૂકી, વર્ષાવી, વિરામ વર્ષાધાર !
બંસીધરની વેણુ વગાડી, બન્યાં જ બાળાધાર !
નવનિધિભરી દૈવી સંપદે ગજવ્યો આત્મ-સિતાર !
જગતજીવનના પારાવારે, પામ્યાં અપરમપાર !
પ્રભુ ! સદ્ગત એ દિવ્યાત્માને અર્પો શાન્તિ અપાર !

લલિત



સદ્ગત સૌ. શ્રીમતીબહેનની

# વસમી વિદાય

આજના આપણા હિન્દભારતે, આર્ય-સંસ્કૃતિભરી પુત્રીપ્રતિષ્ઠા પ્રત્યેક ગૃહતીર્થે સરસ્વતી રૂપે થાય છે. તેમાં હિન્દુ સંસારની પુણ્યોજ્જ્વલતા છે. 

સદ્ગત સૌ. શ્રીમતીબહેન અમદાવાદના એક પ્રતિષ્ઠિત વૈષ્ણવ કુટુંબની પુત્રી હતાં. તેમનાં માતુશ્રીનું નામ સૌ. બાળાબહેન. તેમના પિતાજીનું નામ શ્રીયુત બંસીધરભાઈ અને તેમના કાકાનું નામ શ્રીયુત નટવરલાલભાઈ. તેમના ધર્મનિષ્ઠ સુજ્ઞ દાદા શ્રીયુત ગોવર્ધનદાસ બ્રિજભુખણદાસનાં એ લાડકવાયાં પૌત્રી હતાં. તેમની પાસે તે અનેકવાર લાક્ષણિક મૃદુ સ્વરે સિતાર બજાવતાં; ભજનો તથા ગીતાજીના શ્લોકો પણ ગાતાં. એમ તે બાળક હતાં ત્યારનો મને એ સત્કુટુંબનો પરિચય હતો.

આપણા કુટુંબોનું ગૃહશિક્ષણ, હાલમાં કેટલાંક સ્થળોમાં દેશકાલોચિત થવા લાગ્યું છે. તે પ્રમાણે શ્રીયુત હરપ્રસાદ ભટ્ટ, શ્રી બંસીધરભાઈનાં બાળકોને ગૃહશિક્ષણ આપવાને આવતા તે હું નિહાળતો, અને એક સિદ્ધ શિક્ષકની બાલપૂજકતા જોઇને વિશેષ પ્રસન્ન થતો. પૂજ્ય દાદાજી અને પૌત્રો તથા પૌત્રીઓ તેમજ સત્પુત્રોનાં

સંસ્કારી કુટુંબજનોને જોઇને ધનિકવર્ગ અને રંકજનોની એક જ પ્રકારની આર્યતાનાં મને દર્શન થતાં ત્યારે નૂતન હિન્દની એક જ સંસ્કૃતિપીઠિકાના વિશ્વાસે હું નિર્ભય થતો.

ગૃહસંસ્કારના શિક્ષણથી શાળાશિક્ષણ ખીલે છે અને તેમાં સહિયરવૃંદની સૌરભ મળતાં તે પ્રફુલ્લિત થાય છે. સા. શ્રીમતીબહેન તથા ચિ. નવનિતભાઈ બન્ને આવા કુટુંબવાત્સલ્યમાં ઊછર્યાં. પ્રત્યેક બાલક આત્મબલની મૂર્તિરૂપ જ છે; છતાં તેની આસપાસનું વાતાવરણ સર્વાંશે અનુકૂળ હોય તો તે પુણ્યોજ્જ્વલ વીરાત્મા રૂપે પ્રગટે છે. અને સાચું વીરત્વ તો સંસારને અનુકૂળ કરવામાં પણ ક્યાં સમાયું નથી? સૌ. શ્રીમતીબહેન જન્મસિદ્ધ આત્મબલવંતાં હતાં તે વાત તેમના અલ્પ આયુષ્યના પ્રસંગોમાં પ્રત્યક્ષ થતી હતી. પૂજ્ય દાદાજી પાસે તે ગીતાજીના શ્લોક ગાતાં અને સિતાર-સંગીત પણ રસકંઠ સહિત ગજાવતાં તે પ્રસંગોએ હું તેમનાં અબોલ માબાપ અને બાલવત્સલ દાદાજીનો મિજમાન થતો ત્યારે એ સત્કુટુંબનાં બાલકોના અભિલાષ જાણી હું પ્રસન્ન થતો. કાવ્ય બનાવવાનો તેમને કુદરતી શોખ હતો. મારી પાસેથી પણ થોડી પ્રેરણા તેમને મળેલી.

પ્રત્યેક બાલક ભાવિ યુગવિધાયક છે એવી વિશાલ દૃષ્ટિ માબાપની અને શિક્ષકવૃન્દની રહે તેમ સ્વદેશનાં દિગ્ધરો પ્રકટેસ્તો. શ્રીમતીબહેન એવાં ધુરંધરા, વધુ જીવ્યાં હોત તો, જરૂર નીવડત.

નવયુગમહિમાને બાલકો એમ નિર્દોષભાવે દર્શાવે છે ત્યારે જ સાજ્ઞ દમ્પતી, બાલ-પ્રતિષ્ઠા પૂજકભાવે કરે છે.

પછી તો શ્રીમતીબહેન પોતાનાં ગુણજ્ઞ માબાપની સાથે કાશ્મીર તથા દક્ષિણની યાત્રાએ જાય છે ત્યારે દરેક સ્થલના પ્રભાવ ઝીલતાં તેમની પ્રતિભા સતેજ થાય છે; ને તેથી તેઓ કવિતા, પ્રકૃતિ-વર્ણન વગેરે પત્રાન્તરે

આલેખે છે અને પોતાના રસાત્મક સૌન્દર્યને તેઓ એમ વધાવે છે. તે ઉપરથી દેખાય છે કે પોતાના અલ્પ આયુષ્યમાં પોતાના સંજીવનની ન્યારી ને નિરાળી સૌરભ પોતે જ પ્રગટાવે છે. તે જોઈને તેમનાં આપ્તજનો ધન્યતા અનુભવેસ્તો !

યોગ્ય વયે તેમનાં શુભ લગ્ન થયાં ત્યારે મારૂં મંગલાષ્ટક ખાસ રચાવીને મગાવ્યું હતું. શ્રીમતીબહેનને કવિતા રચવાની પ્રેરણા મળતાં તેમણે ગીતમાલા રચી હતી. પોતે એકાન્તે ગાતાં ને પ્રભુપ્રાર્થના કરતાં ત્યારે પ્રભુમયતા અનુભવતાં.

માતાપિતા અને કુટુંબજનોની વાત્સલ્યવૃષ્ટિથી તેઓ રસબોળ નીતરતાં. 'સુણી મૈ હરિ આવનકી અવાજ' એ, પ્રભુનાં પ્રેમભક્ત મીરાંબાઈના વિખ્યાત ગીતમાંની ભાવના જીવનમાં ઉતારવાને તેઓ મથતાં દેખાતાં ત્યારે તેમના વદને પ્રસાદ પ્રકટતો. એવાં એ સદ્‌ભાવશીલ હતાં.

સૌ. શ્રીમતીબહેનની સાહિત્ય-સુકૃતિઓમાં તેમની સહૃદયતા લહેરાય છે. ને સ્ત્રીહૃદયના રસાત્માને તો તે જન્મસિદ્ધરૂપ કયાં નથી ?

ગુજરાતી સાહિત્યમાં આજે પણ સ્ત્રી લેખકો વિરલ છે. છતાં છે એટલું સદ્‌ભાગ્ય જ છે. સ્ત્રી-લેખકને પિયરમાં પ્રોત્સાહન મળે છે તેટલું સાસરે મળતું હોય તો વધારે સારૂં.

અમદાવાદની ગુર્જરી તેના સ્થાપનકાળથી પંકાય છે. એ ગુર્જરી એટલે સન્નારી-પ્રતિષ્ઠાનું ગૌરવસ્તો.

સૌ. શ્રીમતીબહેનની સાહિત્ય-સત્કૃતિઓના આ નાના સંગ્રહમા સાક્ષરતા ઓછી હશે, પણ રસાક્ષરતા ઓછી નથી. એટલે ગુણમર્મજ્ઞ વાચકવૃન્દ તેને સોત્સાહ વધાવશે એવી શ્રદ્ધા છે.

પ્રભુ એ પુણ્યાત્માને અનન્ત શાંતિ અર્પે એ જ પ્રાર્થના સાથે શ્રી હરિ ૐ શાંતિઃ

કૃતાર્થ શુભેચ્છક
**કવિ લલિત**
નાં વંદન

તા. ૧૭-૬-૧૯૪૪ શનિવાર
લાઠી : સ્વરાજ હંસાલય





# પિતૃ-સંભારણાં

અનુષ્ટુપ

યોગભ્રષ્ટ બનેલું કો, ભક્તિ નિસ્પંદ સેવતું,
આવ્યું મુજ ગૃહે સ્નેહે, ઝરણું મનભાવતું. ૧

પાળ્યું વાત્સલ્યભાવેથી, સ્નેહનાં સિંચનો કીધાં,
લક્ષ્મીનો વાસ ધારીને, 'શ્રી' તણાં નામ અર્પિયાં. ૨

ખેલતી રમતી ગાતી, અને આનન્દ અર્પતી,
અમારા ગૃહ-ઉદ્યાને, નાની બાલલતા બની. ૩

શૈશવે ભાળ લીધી ને, લાડમાં ખૂબ ખેલવી,
પૂર્વસંસ્કારની વૃત્તિ, દિશા સર્વ મહીં ખીલી. ૪

સાહિત્ય વાદ્ય સંગીતે, ચિત્ર ને ગૃહકૌશલે,
ધર્મ નીતિ તણી વૃત્તિ, શિક્ષણે સૌરભે ખીલે. ૫

ખીલ્યો કુટુમ્બઉદ્યાન, નાના બકુલવૃક્ષ શો,
શાખા હસ્ત પ્રસારીને, બન્ધુ બેની શું ખેલતો. ૬

સ્નેહવારિ તણાં પોષ્યાં, ઝરણાં સર્વદા અમે;
સસ્કારી ભાવનાથી બે બાલુડાં ભાવ એ ઝીલે. ૭

સરંતાં મધુરાં ગાનો, પ્રભુની ભાવનાભર્યાં;
માતાની પ્રેમભક્તિનાં, પુષ્પોને વિકસાવતાં. ૮

કારુણ્યભાવની છાયા, માતામહીથી સંચરી;
પિતામહથી સંસ્કારી, વૃત્તિઓ વારસે મળી. ૯

યોગ્ય સંસ્કાર પોષીને, વળાવી શ્વશુરગૃહે;
બની માળી લતાનો મેં, સમર્પી યોગ્ય વૃક્ષને. ૧૦

દેખી કુટુમ્બઉદ્યાન, સંતોષે ગર્વ ધારતો;
વિશ્વની કુંજછાયામાં, દ્વીપ લીલો સુહાવતો. ૧૧

વિધિની પ્રેરણાથી કે પૂર્વના કર્મ સંચિતે;
ઝંઝાવાતતણું મોજું, સહસા કો ફરી વળે. ૧૨

ઊખડ્યાં ના મહાવૃક્ષો, તીવ્ર એ ચક્રવાતથી;
વૃક્ષાવલંબિની માત્ર, વેલ એ ઊખડી પડી. ૧૩

યત્નો ખૂબ કર્યા અંતે, પુનર્જીવન અર્પવા,
વિદારી સર્વનાં હૈયાં, પ્રાણના રસ સંચર્યા. ૧૪

ન્હોતું ધાર્યું કદાપિ જે, સહસા તે બની ગયું;
સુખી જીવનઉદ્યાન, બન્યું તે શુષ્ક કારમું. ૧૫

સ્મરણો લાડિલી કન્યે ! વિસાર્યાં નવ વિસરે;
એકેક સ્મરણે તારાં, અશ્રુ નેત્ર થકી સરે. ૧૬

ગીતના મીઠડા સૂરો, નિર્દોષ સ્નેહ ભક્તિના;
શમ્યા આજ છતાં તેના, ગૃહાકાશે ધ્વનિ રહ્યા. ૧૭

આઠ આઠ ગયા માસ, વર્ષો એમ વહી જશે;
ખુટાડ્યાં ખૂટશે ના આ, સ્મરણો અશ્રુ-સિંચને. ૧૮

મરીને જીવવાનો તું, મહામંત્ર મૂકી ગઇ;
તે સ્મરી સાશ્રુનેત્રે હું, અર્પું આ સ્મરણાંજલિ. ૧૯

* * *

ત્યાગની કરતાં વાતો, અમે હા ફિલસૂફો બની;
દેહત્યાગ કરી તેં તે, ફિલસૂફી જીવને વણી. ૨૦

દ્વૈતતત્ત્વે રહ્યો તો યે, જાણે અદ્વૈત સેવતો;
પ્રભુની ભાવનાપૂર્ણ, શુચિતાના પ્રતીક શો. ૨૧

તથાપિ ચિત્ત મારૂં જે, બનતું સ્થિર મન્થને;
માનતું 'દિવ્ય આત્મા આ, દિવ્ય સ્વર્ગતિને વરે. ૨૨

જેમ બે નદીનાં કાષ્ઠો, કો ક્ષણે ભવસાગરે;
કોઈ અદૃષ્ટને યોગે, મળીને વિખૂટાં પડે. ૨૩

ક્યારે ભેગાં મળે પાછાં? ક્યારે છૂટાં પડી જશે ?
કોઈ ના જાણતું માત્ર, પ્રભુસંકેત એ ખરો !' ૨૪

તેની આ પ્રેરણા માંહીં, જોઉં છું 'તત્ત્વ' આ સમે;
ઝાંખી પ્રભુતણી અગ્નિ-પરીક્ષા માંહી થાય છે. ૨૫

કદાચિત્ પરમાત્માને, ભૂલું હું ભવબન્ધને;
તેથી આ ઘા સમર્પીને, વાળે ચિત્ત પ્રભુ બળે ! ૨૬

પિતાનો અન્તરાત્મા ને માતાનું વ્હાલ અંતરે;
અર્પશે અંજલિ પ્રેમે, જ્યાંસુધી જીવતાં અમે. ૨૭

પુણ્યના પડછાયામાં, અવતરી યોગભ્રષ્ટ તું;
પ્રારબ્ધ પૂર્ણ થાતાં એ, સ્વપ્નસૃષ્ટિ ઊડી ગઈ. ૨૮

પુત્રી ! દેવી ! જીવનઝરણી ! સંગીતે મગ્ન તું રહી,
સ્મૃતિઓ ઊછળે આજે, પ્રેમવાત્સલ્યભાવની. ૨૯

વાસ તારો સદા હોજો, શ્રીમતિ ! શ્રીપતિ પદે;
અર્પું વાત્સલ્યભાવેથી, સ્નેહશ્રદ્ધાંજલિ તને. ૩૦



# અનુક્રમ

## પદ્ય વિભાગ

૨૨


## ગદ્ય વિભાગ





# સનાતન જયોતિ

અહો દિવ્ય સનાતન જયોતિ પ્રભા
તુજ પ્રેમલ ધ્યાન ધરું હું સદા;
મન મંદિરમાં જલમાં સ્થળમાં
જડ ચેતનમાં વળી કુદરતમાં. ૧

હૃદયે હું નિરંતર જાપ જપુ
ઘનશ્યામ સ્વરૂપ મહીં વિલસું;
ભગવાન તમારૂં શરણુ ગ્રહું
અંતે તુજમાં બની એક રહું. ૨

તારો મુજ હૃદયસિતાર તણા
ઝંકાર કરે તુજ જયોતભર્યા;
મળું વિશ્વમહીં મળે વિશ્વ "હું"માં
બન્ને વિલસો તુજ ચેતનમાં. ૩



# આશાકળી

કળી આશ તણી, નવજ્યોત ખીલી
    નવજીવન મંગલ ધન્ય ઘડી;
નવવર્ષ તણી દીપમાળ બની
    સ્મિત વેરતી જીવન ધન્ય ઘડી. ૧

હસતી રમતી રસમુગ્ધ બની
    સ્નેહથી હું પલ નાચી ઊઠી;
એક સેર સરી પ્રભુજ્યોત થકી
    ઉરપદ્મદલે સુરભિ પ્રસરી. ૨

પ્રભુ દ્વાર રૂડે તુજ આવી ઊભી
    તુજ ચરણે પુષ્પની માળ ધરી;
બની ઉજ્જવલ નવજીવન સરણી
    દ્યો આશિષ મંગલ એ જ હરિ. ૩



# નૈયાના નાવિકને

મ્હારા હૃદયકુસુમના નાથ ! હો !
    ત્હારૂં સ્મરણ કરૂં હું સદાય.

હૃદયે આશાનો છોડ મ્હોર્યો છે
    પ્રાણના નાથનો આજ;
રસને સીંચવા, પ્રેમને દેવા
    ક્યારે મ્હને મળે પ્રાણ ! મ્હારા૦ ૧

જીવનનૈયા પ્રેમહલેસે
    સાગરે હીંચે છે આજ;
હસ્ત સુકાન ગ્રહે જ્યારે નાવિક
    ધીરી ગભીરી ધાય ! મ્હારા૦ ૨

પ્રભુજી ! ત્હારો આધાર મોટો
    ક્યારે કરીશ સનાથ ?
શ્રીની આ પ્રેમલ નૈયાના નાવિક !
    ક્યારે ઊતારશો પાર ? મ્હારા૦ ૩



# બસો મોરે મનમેં

(મોરી) કાલી કમલિયાં બસો મોરે મનમેં
    કૃષ્ણ કન્હૈયા બસો મોરે મનમેં.

રસકા સાગર રાસકી લીલા
    નયન બસો નિત શ્યામ દુલારા;
તન મન ધન સબ તુમ પર વારા
    તરપત જીવન બીતે હમારા:
        હે કાના–કન્હૈયા બસો મનમેં. મોરી૦ ૧

પ્રેમલ જ્યોત જગાવો હૃદયમેં
    પામરકો પાવન કર પ્યારે !
મૂર્તિ તુમારી બિરાજે હૃદયમેં
    તુમ બિન મેરા કૌન સહારા ?
        હે કાના–કન્હૈયા બસો મનમેં. મોરી૦ ૨



# મહારાણી શ્રી યમુનાજી

આ ધવલગિરિથી ઊતર્યાં કાલિંદી મા !
યમુનોત્રી થઈને દૂર કુંજવન વસિયાં મા ! ૧

આ ગોકુલ મથુરા પાસ થઈ વિસ્તરિયાં મા !
પાવન કીધ નર ને નાર પાન કરંતાં મા ! ૨

આ પ્રાતઃકાલે શોભતાં સુંદર દીપ શાં,
વળી દૃષ્ટિ ઠારે તેજ સાંયકાલે મા ! ૩

આ હંસ મોરલા નાચતા તુજ તટ પર મા !
ગાજે મુરલીના નાદ રસ રેલંતા મા ! ૪

આ, રાસ રમ્યા બહુ હેતથી ગોપીવર, મા !
તુજ રમણુ-રેતીનાં પુંજ પાપવિનાશક મા ! ૫

આ સુંદરતાનાં વ્યોમ શાં વિસ્તરિયાં મા !
છે સ્વર્ગ સમી તુજ લ્હાણુ સુર નર ઝંખે મા ! ૬

આ અખિલ વિશ્વમાં વ્યાપજો તવ કરુણા મા !
"શ્રી" હૈયે વસજો "પ્રેમ" શ્રી યમુનાજી મા ! ૭

૧૯૩૬માં શેઠબાલાભાઇદામોદરદાસના જન્મોત્સવવખતે ગરબા માટે રચેલું.



# પધારો હરિ!

આવો આવો હરિ, ન સતાવો જરી
ઉરદ્વાર પધારો પધારો હરિ;
નવજીવનકે નવદ્વાર ખીલે
કુસુમાંજલિસે સૌરભ પ્રકટે. ૧

તુમકો કુછ બાત સુનાઉંગી
તુમસે કુછ આશિષ પાઉંગી;
મૈં નિત્ય નિરંતર પ્રાર્થુંગી
મેરી હૃદયસિતાર બજાવુંગી. ૨

અબ શ્યામ કે સાથ મૈં નાચૂંગી
મુરલીકો નિનાદ જગાઉંગી
ઝંઝટ સબ જગકી ભૂલુંગી
જમુનાતટ શ્યામસે ઝૂલૂંગી ૩



## કહાન ખેલે હોરી

બંસી બજાવે કા'ન યમુનાને કાંઠડે
    ગોપી બોલાવે વનમાંહ્ય
        કા'ન ખેલે હોરી સંગાથ. ૧

સુંદર શ્યામ આજ હોરી રે ખેલે,
    ગોપિકાને જૂથે રળિયાત,
        કા'ન ખેલે હોરી સંગાથ. ૨

ટોળે મળી ગોપિકા લઇને પીચકારી
    રેલાવે રંગે ગોપાલ
        કા'ન ખેલે હોરી સંગાથ. ૩



# વાંસલડી

(હા રે!) શ્રી કૃષ્ણની રે વાંસલડી વાગે
હૈયે વ્યાકુલતા જાગે (હો જાગે) શ્રી કૃષ્ણની૦
ગૌરી વ્રજાંગના રે! નિત્ય સ્મરણથી
નંદકુંવર વર ધારે (હો ધારે) શ્રી કૃષ્ણની૦ ૧
રાધાની વેરણ રે! પેલી એ મોરલી
એક પલ શ્યામને ન છોડે (ન છોડે) શ્રી કૃષ્ણની૦ ૨
પૂર્વ જનમમાં રે! વ્રત શાં આદર્યાં
બંસી શ્રીનાથ પ્રીત જોડે (હાં જોડે) શ્રી કૃષ્ણની૦ ૩
વૃન્દા તે વનમાં રે! જમનાને ઘાટે
રાસની રેલ કેવી રેલે (હો રેલે) શ્રી કૃષ્ણની૦ ૪
નાચે છે મોરલા રે! કોકિલ તાલ દે
રાધા ને શ્યામ કુંજ ખેલે (હો ખેલે) શ્રી કૃષ્ણની૦ ૫
ઊગ્યો પૂનમનો રે! ચંદ્ર આકાશમાં
કુમુદિની સાથ રાસ ખેલે (હો ખેલે) શ્રી કૃષ્ણની૦ ૬
ઘેલા ગોવાળિયા રે! ગાયો ને વાછડાં
એક બને રાસ રંગ રેલે (હો રેલે) શ્રી કૃષ્ણની૦ ૭
એક એક ગોપી ને એક એક કાનજી
જમુનાને તીર રાસ ખેલે (હો ખેલે) શ્રી કૃષ્ણની૦ ૮



# તું આવ રે, કન્હૈયા

કદંબ કેરી છાંયે કાલિન્દી કેરે ઘાટે
મનમંદિરો ઉઘાડી તું આવ રે કન્હૈયા. ૧

ભવના સમુદ્રમધ્યે ઝૂલે જીવનની નૈયા
ઉગારવાને તેને તું આવ રે કન્હૈયા. ૨

રસમસ્ત વાડીમાંહે વ્રજબાલકોની સંગે
પૂજારિણીને પ્રેમે તું આવજે કન્હૈયા. ૩

ઉત્સુક આ નેત્ર નાચે મધુરૂ મિલન એ માંગે
ચિતડાંનો ચોર શોધે તું આવજે કન્હૈયા. ૪

મીઠી મધુરી સાંજે હો બંસી સૂર બાજે
ઉર રાસહેલી જાગે તું આવજે કન્હૈયા. ૫

રાધાની ઉરવાડી જે પ્રેમમસ્ત ખીલી
તેમાં રસાધિરાયા ! તું આવજે કન્હૈયા. ૬



## બંસરીને

નાદમાં ઓ કૃષ્ણસખી! ગાજે તું આટલું
'તુજ વીણ સૂની છે રાધિકા જી રે.' ૧

સૂનું જીવન ને સૂની મુજ સેજડી
નેને ન નિદ્રા આવતી હો જી રે. ૨

હૈયું છે સૂનું ને હાસ્યો પણ સૂનાં
સૂનાં મંદિર ને માળિયાં હો જી રે. ૩

ઝીલું એ ચંદ્ર કેરા તેજને સુશીલે!
પામું પવિત્રતા ને ઉચ્ચતા હો જી રે. ૪

કહેજે, સૌ વૃક્ષનાં ફૂલડાંની ફોરમે
માળા ગૂંથે રાધા પ્રેમથી હો જી રે. ૫

બ્હેની સુશીલ કે'જે આટલું મ્હારી વતી
રાધા રટે તુજ નામને હો જી રે. ૬

જગના સૌ સ્નેહને હૈડે પધરાવી
અર્પે ત્હારે પદે કા'નજી હો જી રે. ૭

શૃંગાર સોળ સજી હૈયાને દીવડે,
રાધાજી આરતી ઉતારતી હો જી રે. ૮

એકલ આશ તું મ્હારી કન્હૈયા
રાધા હું પ્રેમની પ્યાસી હો જી રે. ૯

ક્યારે પ્રભાત થાય ક્યારે ઉષા ઉગે
ક્યારે પધારે શ્રી કૃષ્ણજી હો જી રે. ૧૦



ક્યારે મળી અમે રાધા ને કૃષ્ણજી
    પ્રેમની ડાળે ટહૂકશું હો જી રે. ૧૧
ક્યારે બેસી સંગ ડાળે કદંબની
    પ્રેમને હિંડોળે હીંચીશું હો જી રે. ૧૨
ક્યારે જઈને વ્હેની ' કાલિન્દીના તટે
    બંસરીના નાદને સુણાવીશું હો જી રે. ૧૩
ક્યારે બેસીને બેઉ એકતાને ઓટલે
    ધેનુનાં વૃન્દને હુલાવીશું હો જી રે. ૧૪
જમનાનાં નીરમાં બેસીને ક્યારે
    સ્નેહની છોળ ઉડાડીશું હો જી રે. ૧૫
ક્યારે રસિક કા'ન રસલ્હાણ લૂંટીશું
    પ્રેમનાં બિંદુ ઉછાળીશું હો જી રે. ૧૬
ક્યારે એકાન્તિક ગાન કેરી ધૂનમાં
    નાચી જગતને નચાવીશું હો જી રે. ૧૭
પ્રેમથી છલોછલ રસથી તરબોળ આ
    હૈયું કા'ના મ્હારૂં એકલું હો જી રે. ૧૮
બંસી કે'જે, ભલે સુણે કે ના સુણે
    તુજ વીણ ત્હારી રાધા ઝૂરતી હો જી રે. ૧૯



# ચંદ-સરોવરને તીરે*

સંભળાય સૂર મીઠા સખિ ! ચંદસરને તીરે.
સખિ ચંદસર તીરે ડોલે કમલ સમીરે
કદંબવૃક્ષકુંજે ગોપાલ બંસી છેડે. ૧

બંસીધ્વનિ સુણીને વ્રજબાલિકાઓ દોડે
નિજ ભાન સર્વ ભૂલી સૌ રાસ ખૂબ ખેલે. ૨

ત્યાં ચંદ્ર થંભી જાયે સમીર મંદ થાયે
સૌ વૃક્ષ શાન્ત બનતાં પુષ્પે સુવાસ મ્હેંકે. ૩

સ્વર્ગથી દેવ આવે વિમાન નભ છવાયે
આનંદવૃષ્ટિ રેલે જય શ્યામનો ગજાવે. ૪

મધુર બંસીનાદે મયૂર હંસ નાચે
કોકિલ મધુરું ટહુકે ગો-વત્સ તાલ પૂરે. ૫

બંસીના સૂર સાથે રાધા ને શ્યામ ખેલે
યમુનાનાં નીર છલકે રસમસ્ત એ કિનારે. ૬

સ્થિર થાય ચંદ્ર આભે અમૃત સુધાંશુ સીંચે
જ્યોતિ તણા નયનથી નિહાળે રાસ પ્રેમે. ૭

સુંદર વ્રજ વ્હાલું અતિ ચંદસર છે મીઠું
શ્રી કૃષ્ણ પાદરજને શિર ધારી પ્રેમે ઝીલું. ૮

---

* શ્રી ગિરિરાજજી પાસે આવેલું ચંદ-સરોવર, જ્યાં ભગવાન શ્રીકૃષ્ણે શરદ પૂર્ણિમાની રાત્રિએ મહારાસ કર્યો હતો.



## રાતનાં સોણલાં

મ્હોરે બપોરે સોણાં રાતનાં મોહનજી
    મોરલીના સૂર કાંઇ ઊઠે ઉરે રે;
મનગમતી, મનગમતી, મનગમતી, (તારી)
    મોરલી મોહનજી ગાજે હો જી રે.
સંધ્યા સોનેરી દિસે આભમાં મોહનજી
    રાસે રમવાના અભિલાષ હો જી રે. મનગમતી० ૧
પીળાં પીતાંબર પહેર્યાં મોહનજી
    આવ્યાં ખેલવાને રાસે હો જી રે. મનગમતી० ૨
વાગે રસીલી તારી મોરલી મોહનજી
    ઊડે આનંદનો ગુલાલ હો જી રે. મનગમતી० ૩
નાચે છે ગોપીઓનાં વૃન્દ મોહનજી
    નાચે છે મોરલા ને ઢેલ હો જી રે. મનગમતી० ૪
રાધા જુએ છે તારી વાટડી મોહનજી
    લોચનિયે નાચતું તોફાન હો જી રે. મનગમતી० ૫
ચાંદાનું તેજ આવે કુંજમાં મોહનજી
    ઉઘડે અનેરા ઉજાસ હો જી રે. મનગમતી० ૬
જમનાનાં નીર સૂરે થંભતા મોહનજી
    જડ ને ચૈતન્ય ગુલતાન હો જી રે. મનગમતી० ૭
હૈયાંના હાર નંદલાલા મોહનજી
    મોરલીથી મન મલકાવતા હો જી રે. મનગમતી० ૮



# સંધ્યા

નમી નમી સંધ્યા ઊતરતી
ઊતરતાં યે રંગો પૂરતી. નમી૦

ગગનનો પટ કંઇ શ્યામલ થાય
પ્રભા આછી રવિની વિખરાય
કિરણપગલે સંધ્યા સરતી. નમી૦ ૧

જીવનની જ્યોત અનેરી ગુંથાય
સુખના સાગરમાં લીન થાય
જીવનના ત્યાગે સંચરતી. નમી૦ ૨



પધારે નટવર સંધ્યાકાલ
કોકિલ મોર બજાવે તાલ
પ્રભા રાધાની લીન થતી. નમી૦ ૩



# ઠાકુરદ્વારે

શોભન ઠાકુરદ્વાર તિહારે
    કુંકુમ લાલ ગુલાલ ઊડે છે;
મધુ સુગન્ધ પુષ્પોની પમરે
    ધૂપ દીપની જ્યોત ઝગે છે. ૧

કુંકુમ સ્વસ્તિક આંગણુ પૂરે
    તોરણુ આસોપાલવ ઝૂલે;
નવલરંગી રંગોળી પૂરે
    ઠાકુર તેમાં આવી બિરાજે. ૨

ચૌદ ભુવનના નાથ બિરાજે
    મનમંદિરના ઠાકુર રાજે;
સુંદર મોહન બંસી બજાવે
    ભક્તજનો સૌ ભોગ સજાવે. ૩

પ્રેમભક્તિવશ ભોગ ધરાવે
    પ્રીતમને લલચાવી રીઝાવે;
આરતી મંગલ નારી ગાએ
    વારી નંદકુંવર પર જાએ. ૪



# મધુવન કુંજે

મધુવન કુંજે સુમન નિકુંજે
    દાદુર મોર બપૈયા ગુંજે;
અનિલ લહરીઓ ઊઠે ઉમંગે
    ગરજે વૃક્ષઘટાઓ વિહંગે. ૧

મધુર વસંતની સેરો ફૂટે
    પુષ્પ હિંડોલે ભ્રમરો ઝૂલે;
સાગર ગહન ગતિએ ગુંજે
    સલિલ તરંગો જાતા ઊંચે. ૨



અદ્‌ભુત સુંદરતા પ્રસરાવી
    ચન્દ્ર સહિત જ્યોત્સ્ના આ આવી;
ચન્દ્ર ચન્દ્રિકાનું મધુમિલન
    માનવજનને મુગ્ધ બનાવે. ૩

પ્રેમપરિમલ ત્યાં પમરે છે
    હૃદય અલૌકિક ગાન સરે છે;
હૃદયતાર ઝંકાર કરે છે
    દિવ્ય પ્રેમ પ્રભુનો પ્રકટે છે. ૪

પ્રકૃતિરંજિત અંબર નીચે
    પ્રેમહિંડોળે સૌ કો હીંચે;
શારદ શશી–જ્યોત્સ્ના સમ સર્વે
    મધુર મિલનથી રાચો નિત્યે. ૫



## કા'નો નાચે છે

લીલાં ક બ નીચે હો કા'નો નાચે છે,
    ગોપી ભેગી મળી રસ સીંચે હો કા'નો નાચે છે. ૧

ત્યાં (તો) મધુરી બંસી વાગે હો કા'નો નાચે છે.
    નાચે યમુનાનાં નીર ઉલ્લાસે હો કા'નો નાચે છે. ૨

ધરી પીળું પીતાંબર શોભે હો કા'નો નાચે છે.
    શિરે મોરપિચ્છ ચિત્તને ચોરે હો કા'નો નાચે છે. ૩

નાકે નથની ને કુંડલ કાને હો કા'નો નાચે છે.
    ધરી બંસી અધરરસ પાને હો કા'નો નાચે છે. ૪

બાંહે બાજુ એ બંધ અતિ સોહે હો કા'નો નાચે છે.
    પાય નૂપુરઝંકાર ચિત્ત મોહે હો કા'નો નાચે છે. ૫

સ્મિત આછું કરીને નિહાળે હો કા'નો નાચે છે.
    પ્રભુ કાલિન્દી તટ રાસ ખેલે હો કા'નો નાચે છે. ૬



# કા'નાની બંસી

યમુનાને તીર કા'ન બંસી બજાવે
    આવો કો ગાન સુણનારાં,
        કે કા'ન આજ રાસે રમે રે.
કાલિન્દી હર્ષથી ઊછળી વહે છે
    આવો કો હર્ષ ઝીલનારાં    કે કા'ન૦ ૧
બંસી બજાવે આજ કા'નો આનંદે
    આવો આનંદ લૂટનારાં    કે કા'ન૦ ૨
આવી વ્રજાંગના રમવાને રાસે
    આવો કો રાસ ખેલનારાં    કે કા'ન૦ ૩
ચંદ્ર શરદનો અમી વરસાવતો
    આવો અમૃત ઝીલનારાં    કે કા'ન૦ ૪
રાસે રમંત ગોપ સ્વર્ગસુખ માણે
    આવો એ સુખ ઇચ્છનારાં    કે કા'ન૦ ૫
દેવો પૂજીને એને ફૂલડે વધાવે
    આવો કો ભક્ત પૂજનારા    કે કા'ન૦ ૬
વૃન્દા તે વનમાં બંસીવટ પાસે
    આવો કો રંગ રેલનારા    કે કા'ન૦ ૭
ભક્ત કે મહાત્મા સાધુ વા તપસ્વી
    આવો કો ધ્યાન ધારનારા    કે કા'ન૦ ૮
શરદ પૂનમની રઢિયાળી રાતે
    આવો કો ભક્ત ભાગ્યવાળા    કે કા'ન૦ ૯



# પનઘટ ઘટના

રૂમઝુમ કરતી પનઘટ ચાલી
    શિરપર રૂપલ ગાગર ધારી;
સોના ઈંઢોણી ને સોનલ સાડી
    ફૂલવેણી અંબોડે ધારી. ૧
સોળ ધરી શણગાર સખીરી!
    જળ ભરવા જતી ઘાટ હું ઘેલી;
મારગ મળિયો કુંવર કન્હૈયો
    કંકર નાંખી ગાગર ફોડી. ૨
બ્હેની! જસોદા માત કને જઈ
    રાવ કરૂં હું નટવર કેરી;
'ફોડી મટુડી મારી કંકર આજે
    માત જસોદા બહુ લાડ ન દીજે. ૩
સાસુજી વઢશે ને નણદલ લઢશે
    મ્હેણાં સૌ સાંભળવા પડશે:
શિદ નિત કેર કરે એ કન્હૈયો
    લાડકો બહુ નવ કરીએ છૈયો.' ૪
માત વદે, 'મુજ કા'ન ન એવો
    ચીડવ્યો હશે મુજ બાલ કન્હૈયો.'
પાછી ફરી ત્યાં હસે વનમાલી
    ચોર શિરોમણિ! તુજથી હારી. ૫



# કા'ન! મથુરા કેમ વસિયા?

કા'ન ! બંસીના સૂરને સુણાવી મથુરા કેમ વસિયા ?
  વ્રજગોપી શું વાંકમાં આવી કે ગોકુલથી શાને ગયા ?
કાન ! ગોપીને ઘેલી કરીને મથુરા કેમ વસિયા ?
  ગોપબાલોનો લાગ્યો ના નેહ ! ગોકુલથી શાને ગયા ?
કાન ! માતાની ગોદમાં લપાતા તે મથુરા કેમ વસિયા ?
  માતાનાં શું ઓસર્યાં વ્હાલ ગોકુલથી શાને ગયા ?
કાન ! નંદબાબાએ ઉછેર્યા તે મથુરા કેમ વસિયા ?
  શું યાદ ન આવ્યાં લાડ ? ગોકુલથી શાને ગયા ?
કાન ! ટળવળતી ગાયો વિસારી મથુરા કેમ વસિયા ?
  આવી માતાપિતાની યાદ ગોકુલથી શાને ગયા ?
કાન ! માતાએ મોતીડે વધાવ્યા મથુરા કેમ વસિયા ?
  છોડી વત્સ વિહોણી ગાય ગોકુલથી શાને ગયા ?
કાન ! બંસીના જાદુ ફેલાવી મથુરા કેમ વસિયા ?
  કરી બંસી વિહોણું વ્રજ શ્યામ ! ગોકુલથી શાને ગયા ?
કાન બંસી વિયોગે ઝૂરે કે મથુરા કેમ વસિયા ?
  મહારાણી યમુનાજી જુએ વાટ ગોકુલથી શાને ગયા ?
કાન ! રાધાથી શું રિસાયા કે મથુરા કેમ વસિયા ?
  અભેદમાં કાં પડિયો ભેદ ? ગોકુલથી શાને ગયા ?



# મંગલ ગાન

મંગલ મંગલ ગાનમાં, મંગલ મીઠાં તાનમાં,
મંગલ છે આરાધના, સખિ ! મંગલ ગાતાં ગીતડાં.

કુંકુમ અક્ષત થાળમાં, મંગલ પુષ્પો પાસમાં
દીપક ઝળકે હાથમાં, સખિ ! પૂજું પ્રભુને પ્રેમમાં. ૧

મંગલ કુંજનિકુંજમાં, મંગલ સ્વરની ધૂનમાં,
મંગલ દીપકજ્યોતમાં, સખિ! મંગલ પ્રભુનાં ગાનમાં. ૨

મંગલ મંડપવેલમાં, મંગલ પ્રભુના ખેલમાં,
મંગલ પૂજન નાથનાં, સખિ! કરીએ આપણુ સાથમાં. ૩

મંગલ દિન કો આવતાં, સ્વજનોને સન્માનતાં,
મંગલ સંગીતસૂરમાં, સખિ! વહીએ હરખનાં પૂરમાં. ૪

મંગલ આરતી ગાઇએ, મંગળ સૂર મિલાવીએ,
મંગલ ધૂન મચાવીએ, સખિ ! મંગલ પ્રભુની ધૂનમાં. ૫



# જળ ભરવાને જઈએ

આજે ચાલો ઉમંગે સખીરી! જળ ભરવાને જઈએ રે;
કરશું કંઈકંઈ મીઠી ગોષ્ઠી જળ ભરવાને જઈએ રે.

કાલિંદીતટ બંસી બાજે, બંસીબટનો નાદ ગાજે;
કૃષ્ણ રાધિકા સાથ વિરાજે, જલ ભરવાને જઈએ રે. ૧

શાન્તિ અનુપમ અનિલ પસારે, કરતાં કલરવ પંખી નિનાદે;
વેણુ સુણાવે કા'ન નિકુંજે, જળ ભરવાને જઈએ રે. ૨


દેવદેવીઓ પુષ્પ વધાવે, ચંદ્રચંદ્રિકા મંડપ છાયે;
પ્રભુમુખહાસ્ય કુસુમ વિખરાયે, જળ ભરવાને જઈએ રે. ૩



# મ્હારે માંડવડે

મેં તો માંડવડો એક રોપીઓ
　　સહુ આવી બિરાજો આજ હો.　　　　મેં તો૦

મેં તો મંડપ તોરણુ બાંધિયાં
　　ફૂલહાર તણા શણુગાર હો.　　　　મેં તો૦ ૧

મેં તો આસોપાલવ મંજરી
　　ફરતી બાંધી ફૂલમાળ હો.　　　　મેં તો૦ ૨

મેં તો નવરંગે પૂર્યા સાથિયા
　　માંહે કુંકુમના છંટકાવ હો.　　　　મેં તો૦ ૩

મેં તો હીરા મોતી નથી વેરિયાં
　　માત્ર અંતરનાં સન્માન હો.　　　　મેં તો૦ ૪

મેં તો ઉરકુસુમને ખોબલે
　　સૌને હર્ષે વધાવ્યાં આજ હો.　　　　મેં તો૦ ૫

સરખી સાહેલી વહેલી આવજો
　　સાથે ગાઈશું ઉરનાં ગાન હો.　　　　મેં તો૦ ૬

સાથે ભેગાં મળી રસ માણુશું
　　સાથે જગને કરીશું રસલ્હાણુ હો.　　　　મેં તો૦ ૭



# નાવિકને

મ્હારા ભાવભીના કંથ હો !
    ચાલો જઇએ જીવનવાટ

પંખીઓ ગાતાં કિલ્લોલતાં રાજ !
    ચન્દ્રિકા વરસે આજ,
જીવનસંગ્રામે કૂચ કરો હો
    અર્પું હું જીવનમાળ હો    મ્હારા૦ ૧

જીવન ઘડાતું સુખદુઃખે રાજ !
    દુઃખે ધીરજ ને હામ,
જીવનસાગરે નાવ દોરો હો
    હું કરીશ સફળ સંચાર હો    મ્હારા૦ ૨

પ્રેમલ દંપતી સ્નેહે મળ્યાં આજ
    ખોલ્યાં હૃદયો કંઈ આજ,
પ્રેમ માન વિશ્વાસ ધરી હો
    નૈયા ઉતારીશું પાર હો    મ્હારા૦ ૩



# પ્રણય-રીસામણાં

મુજ ચંદ્ર રિસાઇ અહો ક્યાં ગયો ?
ક્ષણુ સ્નેહ બતાવી અગમ્ય થયો.
મુજ ઉરમંદિરિયે નિવાસ કર્યો
ને દિલનાં દાન દીધાં ન દીધાં;
અમીરસઝરણાં મેં ઝીલ્યાં ન ઝીલ્યાં
ત્યાં શ્યામલ આભ છુપાઈ ગયો. ૧

કાં કૌમુદીમાં લપટાઇ ગયો
કે વિદ્યુત અંક છુપાઈ રહ્યો;
કમળે બની ભૃંગ સુહાગી બન્યો
મુજ પ્રિયતમ ઘેલી બનાવી ગયો. ૨

કહો તો પૃથ્વીપટ ખૂંદી વળું
અથવા ધરી પાંખ નભે વિચરૂં;
કહો કેમ મનાવું ? શી ભેટ ધરૂં ?
મુજ દોષ વસ્યો તુજ હૃદય કશું ? ૩



પ્રિય મિત્ર જીવનનો સાથી બન્યો
    મને તારી સખી કરી હસ્ત ગ્રહ્યો;
હવે શિદને દૂર જઇ વસિયો
    મને એકલડી રઝળાવી ગયો ? ૪

ઘડી પાસ રહે, ઘડી દૂર પળે,
    ઘડી દશ્ય અને અદશ્ય બને;
તુજ દર્શનમાં આનંદ લહું
    પળ તુજ વિણુ વર્ષ સમાન ગણું. ૫

તુજ વાટડીમાં મધરાત ગઇ,
૨૬ અરે ! કોણ ધીમુંધીમું આવે અહીં;
એ તો એ જ પ્રણયનો નાથ દીસે
    મુજ નયનઅરીસે જણાય હવે. ૬

કરૂં આજ મીઠી ફરિયાદ બધી
    કયમ જીભલડી ના ઊપડતી ?
થયું સ્નેહમિલન બંને દિલનું
    નવ ભાન રહ્યું મન કે તનનું. ૭



# ભૂલી ગયો રે

મારા ઉરનું મંદિર સખિ! અંધારૂં ઓઢતું
ઝાંખી કરવી નાથ ભૂલી ગયો રે. ૧

મારા ઉરને આંગણિયે આવ્યો એક મોરલો
નવરંગ પિચ્છ અહીં ભૂલી ગયો રે. ૨

મારા ઉરને મંદિરિયે આવ્યો એક ચાંદલો
અમીરસબિન્દુ અહીં ભૂલી ગયો રે. ૩

મારા ઉરને મંદિરિયે આવ્યું એક ફૂલડું
પાંખડી પવિત્ર એની ભૂલી ગયું રે. ૪

મારા ઉરને મંદિરિયે આવ્યું પતંગિયું
સોનેરી પાંખ એની ભૂલી ગયું રે. ૫

મારા ઉરને મંદિરિયે આવ્યો એક દીવડો
જ્યોતિ ચેતનવંત ભૂલી ગયો રે. ૬

થાજો એકત્ર બધી જ્યોતિ ચૈતન્યની
ઉરને મંદિર પ્રભુ તેજે મળો રે. ૭



# સહિયર

સહિયરની જોડ સખિ નહિ જડે રે લોલ,
ઊંડો ગંભીર એનો પ્રેમ જો
સરખી સાહેલી કદી નવ જડે રે લોલ. ૧

મીઠી વાણી તે સદા બોલતી રે લોલ,
ઉછળે ત્યાં સ્નેહરસ સાર જો
મીઠી મધુરી સખી નહિ મળે રે લોલ. ૨

વેલી સદા સુવાસ અર્પતી રે લોલ,
ફૂલડાં ઝરંત એનું હાસ્ય જો
એવી લતા કદી નવ મળે રે લોલ. ૩

ગુણવન્તી આશમાં એ મ્હાલતી રે લોલ,
પ્રેરણાનું દાન દે સદાય જો
જગમાં એવી તે સખી નહિ મળે રે લોલ. ૪

ચિત્તે કો દિવ્ય સ્વરો ઘૂમતા રે લોલ,
શીખવે કર્તવ્ય કેરા પાઠ જો
એવી હેતાળ સખી નહિ જડે રે લોલ. ૫

(એના) હૈયામાં એક તાર ગુંજતો રે લોલ,
ચિત્ત વાણી કર્મમાં જે એક જો
એવી સાહેલી સખી નહિ મળે રે લોલ. ૬



# પૂજારણ

પૂજાના થાળમાં ધારીને ફૂલડાં
    ચાલી પૂજારણ પૂજવા પ્રભુજી.

લીધી છે એક કરે સળગાવી આરતી
    હસ્તે બીજે ધારી પૂજનસામગ્રી;
જાણે ઝીલંતી એ જ્યોતિ પ્રભાતની
    આવી પૂજારણ મંદિરે સુહાગિની. ૧

ચઢતી પગથિયાં અનેરા ઉત્સાહથી
    દેખંતાં દ્વાર, દોટ મૂકી અધીરથી;
નિરખી પ્રભુજી પ્રેમપૂરમાં તે વહી
    લળીલળી નૃત્ય કરે પ્રીતમજીને નમી. ૨

આત્માની જ્યોતને પ્રદીપ્ત બનાવતી
    મિલન આનંદથી દેહભાન ભૂલતી;
આવ્યા પ્રભુજી અધર ધારીને બંસરી
    પૂજ્યા પૂજારણે શ્રીનાથજીને પ્રેમથી. ૩



# દીવડો

ઉરના મંદિરમાં ઝળકે એ દીવડો
જીવનની જ્યોત પ્રસરાવે હો જી રે! ૧
ઝલકે ઝલકે એ ચેતન જગાવે
અંધારાં ઉરનાં વિદારતો હો જી રે! ૨
પ્રગટ્યો એ દીવડો કો સર્જક અદીઠથી
ઝળહળતી જીવનની જ્યોતિ હો જી રે! ૩
સોહે આ દીવડો કાયાને કોડિયે
દિલની દિવેટ સ્નેહભીની હો જી રે! ૪
આયુષ્ય-દીવેલ અણદીઠ સંચરે
ખૂટતું દિવેલ કોણ પૂરતું હો જી રે! ૫
પ્રાણરૂપ દીવડો ચેતન જગાવતો
સૂનાં અંધારાં વિદારતો હો જી રે! ૬
ના કોઇ જાણતું એ દીવડાની જાતને
ક્યારે પ્રગટે ક્યારે આથમે હો જી રે! ૭
દીવડો સૌમ્ય બની મંદિરે વિરાજતો
ભય એ સ્મશાને ઉપજાવતો હો જી રે! ૮
મંદિર સ્મશાન એ સરખાં ગણીને
ઉરના ઉજાસ પ્રસરાવતો હો જી રે! ૯
અમર તપો એ જીવનનો દીવડો
પ્રસરો અંબાર એના તેજના હો જી રે! ૧૦



# જીવનવેલી

એક જીવનવેલ ખીલી જગમાં
ઉછરે એક પ્રભુના ઉપવનમાં,
નવતેજ ઝીલી જલસિંચનથી
રખવાળથી એ પરિપુષ્ટ બની. ૧

પ્રભુના કો અગમ્ય દયાઝરણે
રસવંત કો વૃક્ષ પ્રફુલ્લ બને,
એ વૃક્ષ તણા અવલંબનથી
નિજ રક્ષણ આશ સદા ધરતી. ૨

મુજ માળી પિતા કો ધન્ય પળે
મુજ અંગ વીંટાળે વૃક્ષ પરે,
એ તાત તણા ઉપકાર થકી
નિજ નાથ ઝૂલે ઝૂલતી હું થઈ. ૩

હે કૃષ્ણ, સખા હૃદયેશ્વર મારા,
દૂર થજો નવ પ્રાણાધારા,
કદી એકાન્તે વિહસિત વદને,
પ્રભુ મીઠડું હાસ્ય વધાવી જજે. ૪

હઇડું ઉછળે, મનડું પ્રણમે,
તુજ આશિષ સિંચન એ તલસે,
મુજ બાલસખા, બન ઉર પ્રભા,
વળી જ્યોતિર્ધર ને જીવનપ્રદા. ૫



મુજ વૃક્ષ તણો રક્ષક બનજે
વળી વર્ષણુ અમૃતનું કરજે,
શિર તેને નમાવું હું પૂજું સદા,
ફૂલ પુષ્પ થકી અભિષેકું કદા. ૬

તું અજર અમર અખંડ સદા,
તું એક અનંત અનાદિ અહા!
નમતી મુજ કાયા પ્રાણપિતા,
તુજ માગું નિર્મળ જ્યોત સદા. ૭

અમ જીવન માંહી વસંત વહે,
અમ જીવન પ્રેમથી ધન્ય બને,
અમ સ્નેહ પ્રભાભર જીવનમાં,
સૌરભ વસજો ઉરમંદિરમાં. ૮

તુજ આજ કૃપા થકી પામી પ્રભુ,
નિજ ઐક્યનું શાશ્વત બંધન હું,
નિજ પ્રેમસુધા વરસાવો વિભુ!
વિકસો જીવનભર સ્નેહે પ્રભુ! ૯





# ગૃહલક્ષ્મી

પુનિત ગૃહલક્ષ્મી સૌભાગ્યકુંકુમ વડે
　　રંગતી જીવન, રસરંગ રેલે;
મંદ હસતી સદા ધૈર્યને ધારતી
　　ચતુર પ્રિય વચનનાં પુષ્પ વેરે. ૧

નિત્ય ઊંડા મીઠા પાઠ શીખવાડતી
　　સર્વ ઠામે યશજ્યોત પ્રસરે;
ઘર તણી દેવી ને હૃદયની રાણી એ
　　યોગ્ય સન્માન પામે સદા યે. ૨

ક્લેશ ને દુઃખ એ દૂર કરતી ઉષા
　　ત્રિવિધ તાપો બધા ભસ્મ થાતા;
જીવન આનંદ રસમય બનાવી રહે
　　એ જ ગૃહલક્ષ્મી સુખશાન્તિ દાતા. ૩

સુઘડ સુંદર સદા સ્વચ્છ સાદાઈના
　　અંગ પાછા અલંકાર શોભે;
વસ્ત્ર સોહામણાં, હસ્ત કંકણુ ધર્યાં
　　નાથ સૌભાગ્યનો ભાલ સોહે. ૪



આવી ગૃહલક્ષ્મી પર લક્ષ્મીદેવી હસી
  શાન્તિ, સુખ, દ્રવ્ય ઐશ્વર્ય અર્પે;
પ્રેમ પ્રભુનો વસે, જીવન ઉન્નત બને
  સ્નેહ આનંદની લહર લહરે. ૫

એવી ગૃહદેવીને પુનિત પગલે ખરે,
  વિલીન કષ્ટો થતાં સૌ જણાયે;
નિયમ વ્રત પૂજનો દેવનાં ત્યાં થતાં
  અતિથિસત્કાર ગૃહને દિપાવે. ૬

ત્યાં મળે સ્વજન સૌ સ્નેહસરિતા તટે
  સ્નેહઘાટે બની શુદ્ધ જાએ;
આશ વિણ સર્વ કલ્યાણ ધારી હૃદે
  ધ્યાન પ્રભુનું ધરે નમ્ર ભાવે. ૭

રસિક બનીને રહી રસિક રસ રેડતી
  સંપ ને શાન્તિનો એ ફુવારો;
હાસ્ય કે અશ્રુની હોય ધારા છતાં
  હૃદયના કુંડમાં લીન થાતાં. ૮

હૃદયવાત્સલ્યના જાદુ એમાં ભર્યાં
  વાદળી તાપમાં દેતી છાયા;
જગત સામ્રાજ્યની આદ્ય શક્તિ લહું
  ધન્ય 'ગૃહલક્ષ્મી' તુજ ધન્ય માયા. ૯



# લગ્ન મંગલાષ્ટક

## (શ્રીબ્હેન મનોરમાને)

વંદુ શ્રી ગણનાથ ઈષ્ટ સુખદા જે વિશ્વના શાન્તિદા,
આરાધું શિવ પાર્વતી ગણુ સદા વિષ્ણુ સદા વંદિતા;
દેશો દંપતીને પ્રભુ ! શુભમતિ કલ્યાણકારી સદા,
જેનાં ઉચ્ચ પ્રકારનાં જીવનની લગ્ને મળે સંપદા. ૧

કાલિન્દીના વિમલ તટ પર નાદ બંસી તણો જે;
પૂર્ણેન્દુનાં શીતલ કિરણે ચેતના પ્રેરતો તે;
આજે પૂર્ણિમા તણા શુભ દિને માગી પ્રભુની કૃપા,
પૂરો વિશ્વ તણો પુનિત-રસ જે દામ્પત્ય સહચારમાં. ૨



આજે જીવનજ્યોત ઊર્ધ્વ પ્રસરે પ્રેરે પૂરા પ્રેમથી,
આંતર્-ચેતનને પ્રદીપ્ત કરીને નૂતન ઉષા લાવતી;
અજવાળી સહુ આશ અંતર તણી આનંદ ઉલ્લાસમાં,
લગ્ને એક બને 'પુરુષ-પ્રકૃતિ', धन्यो गृहस्थाश्रमः। ૩

સંસારીના પ્રણય-તટ પર લગ્ન એ ઉચ્ચ લ્હાણુ,
યાત્રી તેની મીઠી લહરીએ પામતો ત્યાં વિરામ,
અદ્યાપિ જે જીવનસરિતા 'દ્વૈત ભાવે' વહંતી,
આજે પરિણીત તે થતી જીવનમાં 'અદ્વૈત ભાવે' બની. ૪



કૌમારે હતી કેળવી હૃદયની જે જે ઊંચી ભાવના,
સંસ્કારો જે પામિયા ગૃહતણા કર્તવ્ય કેરા રૂડા;
અંતર્‌ના સદ્‌ભાવથી સ્તુતિ કરી દેવો પ્રતિ યાચતા,
ફળજો સૌ અભિલાષ જીવન તણા દાંપત્યની છાંયમાં. ૫

સંસારે સુખ સૌ હજો જીવનમાં આદર્શકારી બનો,
એવી સંયમ ભાવના જગતમાં કલ્યાણકારી થજો;
રહેજો 'લગ્ન-ધુરા' પ્રસન્ન મનથી સેવી સદાચારમાં,
અન્યોઅન્ય તણો સુમેળ કરીને સંસારઉદ્યાનમાં. ૬

સદ્ધર્મે સુવિચાર સાર સમજી રહેજો કુલાચારથી,
નીતિ ને શુભ ભાવના ધર્મમાં રાખી પ્રભુમાં મતિ;
સંસારે જે વિવિધ ઝરણાં સુખદુઃખે ભરેલાં,
સમતાના ગુણ કેળવી જગતમાં કરવી જીવન સાર્થતા. ૭

આવા શુભ વિચારના તરંગમાં આનંદ ઉલ્લાસથી,
અંતર્‌ની જે ભાવના પ્રગટતી કાવ્યે ગૂંથી હર્ષથી;
અર્પું તે શુભ સ્નેહના હૃદયના સાચા પ્રલાપો સહુ,
**यावच्चन्द्रदिवाकरौ वरवधू कुर्यात् सदा मंगलम् ।** ૮

(સંવત ૧૯૯૮ના વૈશાખ સુદી પૂર્ણિમા, ગુરુવાર તા. ૩૦-૪-૧૯૪૨ના રોજ બહેન મનોરમાના લગ્ન ઉપર લખેલું.)





# શ્રી બ્હેન સદ્‌ગુણાને

વંદુ શ્રી મહાવીર દેવ સ્મરતી, પાયે પડું ચરણમાં,
આરાધું શ્રી ગૌતમમ્ ગણધરા, જે વિશ્વને શાંતિદા;
સંસારે સત્પ્રેમનું મિલન તે, દેજો પ્રભુ ! આશિષે,
જેથી દ્વૈત મટી પ્રણય-વડલે, અદ્વૈત પામી રહે. ૧

આજે સ્વર્ણ પ્રભાતની લહરીઓ કલ્યાણકારી બનો,
જાગો ચેતન સૌ મહોત્સવ બની, આનંદ ને ઊર્મિઓ;
લગ્નો એ પ્રભુતા તણાં પગથિયાં, સંસારઉદ્યાનમાં,
પામો તે સૌભાગ્યની સહુ વિધિ ઉલ્લાસના ધામમાં. ૨

મંડપ મંગલ રોપીઓ ગૃહ કને, યાચી પ્રભુની કૃપા,
ગ્રહ-શાંતિ ગ્રહદેવતા તણી કરી, દેવો પૂરે આશ ત્યાં;
જીવન-મિત્ર બનો વિધિ નિમિત જે, આજે પૂરા કોડથી,
અર્પો સ્નેહ પ્રફુલ્લ ચિત્ત હૃદયે, રાચી રૂડા ભાવથી. ૩

રેલાયે શુભ પ્રેમના સ્મૃતિપટો ઉલ્લાસના સાગરે,
વ્હેતાં નિર્મળ શુદ્ધ ભાવ મનથી આનંદઘેલા બને;
કાલે જે રમતી હતી સદ્‌ગુણે, માતા તણા લાડમાં,
આજે તે સ્વજનો તજી જઈ વસે, દામ્પત્યની છાયમાં. ૪



શોભે મંગલ સ્વસ્તિકો સુમનથી પાવિત્ર્યની સિદ્ધિએ,
પ્રેરે તે નવ પ્રાણ ઈષ્ટ ધ્રુવને, સાક્ષી બનીને રહે;
ડોલે ત્યાં શુભ પ્રેમમાં સ્મિત બધા, આશા તણા ભાવમાં,
હરખે છે નર–નાર ને સ્વજન સૌ, આ લગ્નના સાથમાં. ૫

ગ્રીષ્મે ટહૂકે કોકિલા કલરવે, મીઠા સુકંઠે સદા,
લગ્ને પામો તે સહુ જીવનમાં, જે જે ઘડયાં સોણલાં,
ઈન્દ્રોના ગૃહ--આશ્રમે જઈ વસો, સંસાર સહચારમાં,
સોહાવો ગૃહ 'ઇન્દ્ર'નું 'શચી' બની, ખીલો વસંતોસમા. ૬

સંસારે સુખ ભોગવો સહુ રૂડાં, રાખી ઊંચી ભાવના,
જીવનધ્યેય પૂરૂં કરી જગતમાં, ગુંજન હજો પ્રેમનાં;
અંતરના સદ્‌ભાવથી સ્તુતિ કરી, દેવો પ્રતિ યાચું હું,
પામો સહુ સુખ લગ્નના જીવનમાં, પૂરી હજો કામના. ૭

નંદનવન સમ બાગમાં પ્રતિદિને હોજો જીવનની મઝા,
આત્માના સહુ ઐકયમાં પ્રભુ કરો જીવન તણી સાર્થતા;
રાખી પ્રેમળ ભાવના જગ મહીં, અન્યોન્યગામી બનો,
યાવચ્ચંદ્રદિવાકરો વરવધુ, कुर्यात सदा मंगलम् । ૮



# સ્વ. ગોવિન્દભાઈને અંજલિ

ઊગ્યો તારક એક વ્યોમતલમાં ઊગી જરા આથમ્યો,
ફેલાવી પ્રભવંતી જ્યોત પળમાં અદૃશ્ય કૈં થઈ ગયો;
'દામો'દાસ' શું શોકમાં ડૂબી ગયા પુત્રે દીધો છેહ જ્યાં,
માતા 'શિવગંગા' ઉછંગ ઉછર્યો ઝૂરે વિયોગે અહા. ૧

'ગિરિ','ચંદ્ર','હરિ','વીલુ','ભઈલુ'નો બંધુ વિખૂટો પડ્યો,
'શર્મિષ્ઠા''શ્રી''કુસુમ''આનંદી'તણો કો વીર વ્હાલો ગયો;
મૈત્રી ગાઢ હતી શું બાલવયની 'ગોવિંદ-નરેન્દ્ર'ની,
ભાભી એકજ 'ઊર્મિલા' વિરહથી ઘેલી બની શોકમાં. ૨

ભાર્યા 'સત્યવતી' યુવાનવયની હોંશે ભરેલી અતિ,
તેની યે પ્રભુને દયા ન ઉપજી જોડી વિખૂટી કરી;
નાનાં ફૂલ સમાં શું બાલ રમતાં 'પપ્પાજી' સંભારતાં,
'મીમી'ને'ગિની'એ શું બાલ્યવયમાં જોયા ન જોયા પિતા. ૩



આવે જ્યાં વિપદો કંઇ સ્વજનને માર્ગો બતાવી ગયો,
સ્નેહીનાં સુખદુઃખમાં વિપદમાં સાથી બની એ રહ્યો;
આજે એ સહુ મિત્રને સ્વજનને ક્રીડા બતાવી ગયો,
સૌને હસ્તક તાળી દઇને સંતાઈ દૂરે પળ્યો. ૪

ક્યાં શોધે સહુ સ્નેહી આર્ત સ્વરથી નિશ્વાસ કે રોદને?
બૂમે કે કંઈ શબ્દનાદ ગજવ્યે ના એ અરે ! આવશે.
ના જાણે કોઈ નામઠામ તહીંનું ના પત્ર કો પાઠવો
માયા એ જ પ્રભુ તણી ગહન જ્યાં ના પાર પામી શકો. ૫

આવે જો ફરી એ જ દેહ ધરીને એકાદ ધન્ય ક્ષણે
પામે ધૈર્ય અરે પ્રભુ ! સ્વજન સૌ જો નેનથી નીરખે;



'મેં જોયા હમણાં જ એ જ ફરતા ને હીંચકે હીંચતા',
ના-'એ તો કંઇ વાંચતા અહીં હતા'-શબ્દો સુણું બોલતાં. ૬
સુણું હું ઉર ઉર એ જ પડઘા ના મન મનાવી શક્યાં,
કાળો એ યમરાજ ક્યાંથી ટપક્યો ? જેણે અરે છીનવ્યા ?
તેનો એકલ વાંક શું થઈ ગયો ? શિક્ષા મળી એકને
ના કોઈ સહભાગી રે બની શક્યાં, ના કોઈ રોકી શકે. ૭
સર્વેના કરી ફેંસલા જગતમાં કાજી તું શાણો બન્યો,
ત્હારી ના વકિલાત કૈં થઈ શકી શ્રીનાથનો આવર્યો;
વાધે છે શુભ પ્રેમના સ્મૃતિપટો રે ! ચિત્તના સાગરે,
હૈયે એ બધી હોળી આજ સળગે ના કો શમાવી શકે. ૮
ચાલ્યું ના કંઈ લક્ષ્મી ખૂબ ખર્ચ્યે ને ઔષધિ સેવને,
આત્મ-જ્યોતિ-પ્રદીપ ક્યાંથી સળગે દીવેલ ખૂટી ગયે ?
આજે એ અમ ઉર સોડ ત્યજીને પામ્યો પરબ્રહ્મને,
ના ત્યાં સ્વાર્થ તણાં ઘટે રુદન સૌ પામ્યો પ્રભુ પાદને. ૯
ત્હારી તેં રચી ખાંભીઓ જગતમાં સત્કાર્ય નિત્યે કરી,
રે'જો એ સ્મૃતિઓ ચિરંજીવ સદા સર્વે તણાં ચિત્તમાં;
વ્યાપે આજ ગૃહેગૃહે દીપકની જ્યોતિ અખંડિત હા !
ધારીને પ્રભુ મૂર્તિને હૃદયમાં સર્વે કરે પ્રાર્થના. ૧૦
જ્યોતિ ગોવિંદ-આત્મની ભળી ગઇ શ્રીકૃષ્ણની જ્યોતમાં,
દે છે આ મૂક અંજલિ સ્વજન સૌ હો આત્મ એ શાન્તિમાં ૧૧

સ્વર્ગસ્થ શ્રી ગોવિંદલાલ દામોદરદાસને અંજલિ રૂપે લખાયેલું.



# ભ્રાતૃપ્રેમી ભરત

મોસાળેથી ગૃહે આવી, સ્વર્ગવાસ પિતા તણો
સાંભળી, શોકમાં દેખી માતાઓ, અશ્રુ સારતો. ૧

માને આલિંગીને પૂછ્યું 'શું માતા આ બની ગયું?'
જણાયું સત્ય ઓચિંતું ચિત્તમર્મ વિદારતું. ૨

'અરે ઓ દુષ્ટ દુર્ભાગી! જનેતા મુજ દેહની!
આજ ના પ્રિય તું લાગે, સ્વાર્થમાં અંધ કાં બની?' ૩

રડે છે એમ બોલીને ભરત પ્રેમભાવથી
વચનો મર્મ છેદંતાં સુણાવે માતને રડી. ૪

આક્રંદો ગુપ્ત હૈયાનાં, ના રામે વનમાં સુણ્યાં
અથવા માતના સ્નિગ્ધ શબ્દો ના કૈં કરી શક્યા. ૫

તે ક્ષણે માતને ત્યાગી ત્યાગ્યાં એ રાજપાટને
ત્યાગી પ્રિયતમા મુગ્ધા પાય રામપથે પળે. ૬

દોડતાં થાકતાં રસ્તે ખૂબ સંકટ તો સહ્યાં
રામ નામે કર્યાં સહ્ય પ્રેમે સંકટ છે મીઠાં. ૭

મહાપ્રયત્નથી સીતા, રામ, લક્ષ્મણ સર્વને
ભેટીને વીનવે સાથ આવવા રાજધાનીએ ૮

પિતાનાં વચનો કાજે માતને શાન્તિ અર્પવા,
શ્રીરામે વનનો વાસ સ્વીકારી શીખ દીધી ત્યાં. ૯

મર્મભેદી છતાં સ્નિગ્ધ વદે શ્રીરામચંદ્રજી
સ્વીકારો રાજ્ય, આવીને મળીશું વનવાસથી. ૧૦



સેવા કાંઈ ઉરે ઈચ્છે ભરત ભ્રાતની ખરે!
આદેશ બંધુનો માની પાદુકા પધરાવીને. ૧૧

પાદુકા મસ્તકે ધારી નંદિગ્રામ પધારિયા,
આણ વર્તાવતા તેની ભાવ સેવકના લહ્યા. ૧૨

ચૌદ વર્ષ જતાં ભૂલી પ્રજા રામવિયોગને,
હશે લોક બધા ભૂલ્યા કિન્તુ 'તે' કદિ ના ભૂલે. ૧૩

અંતરે આશ ધારીને રામની વાટડી જુએ,
પાદુકા પૂજતાં નિત્યે અશ્રુ નેત્ર થકી વહે. ૧૪

ધરે એ પાદુકા ઉરે માની પ્રત્યક્ષ રામને,
સ્નેહથી કરતો સેવા ભ્રાતૃપ્રેમ બતાવીને. ૧૫

ભ્રાતૃપ્રેમે ફળી ઈચ્છા રામચંદ્ર પધારિયા,
પાય લાગી કરી એણે રામસામ્રાજ્ય સ્થાપના. ૧૬

મોહ દૂર કરી એણે સ્નેહને માન આપીને
બજાવ્યો બંધુનો ધર્મ સંસારી સ્વાર્થ છોડીને. ૧૭

રાજ્યની લાલસા ત્યાગી સ્નેહસિંચન આદર્યું,
ચૌદ વર્ષ સુધી ચિત્તે રટ્યું નામ શ્રીરામનું. ૧૮

ખરો! સંસારમાં એનો આત્મા અમર છે બન્યો,
ગયો દેહ તથાપિ એ યશથી ઝળકી રહ્યો. ૧૯

ભૂલાશે સઘળી વાતો, ભૂલાશે અન્ય સૌ કથા,
ના ભૂલાશે કદી એની અજરામર ભાવના. ૨૦

ધન્ય હો દવી કાયાને, ધન્ય હો સ્વાર્થત્યાગને,
ધન્ય હો ભવ્ય આત્માને, ધન્ય હો બંધુપ્રેમને. ૨૧



## સંકટ સર્વ નિવારો!

પ્રભુજી સંકટ સર્વ નિવારો,
        પ્રભુજી સંકટ સર્વ નિવારો.
નમન કરું પ્રભુ આવી બચાવો
    કષ્ટ કિંકરનાં ટાળો.                પ્રભુજી० ૧

શિર મુગટ ને કણ કુંડલ
    મુખ પર હાસ્ય સુહાવો.              પ્રભુજી० ૨

હસ્તે ગ્રહીને અધરે ધરીને
    બંસી મધુર સૂર ગાઓ.               પ્રભુજી० ૩

કંઠ ધરી પ્રભુ માલા ફૂલની
    યમુના તટ મહેકાવો.                 પ્રભુજી० ૪

ગોપીને વિભુ! પાસ બોલાવી
    રાસ રમાડી હસાવો.                  પ્રભુજી० ૫

નંદના લાલા ગોપ દુલારા
    તું આધાર હમારો.                   પ્રભુજી० ૬

શ્રી ગિરિધારી મનમોહનજી
    તિમિર તાપ સંહારો.                 પ્રભુજી० ૭



# ભવસાગરના સુકાનીને

આહો ! સિન્ધુ વ્યોમે મદભર કરી હાસ્ય ઊલટે,
મહાવેગે ગાજે રમણ કરતો નૃત્ય સમયે;
સદાં નીલાં રંગ્યાં વસન સમ આકાશતલ શાં,
ઉડે છોળો ધોળી ધવલ નમણી કોર સમ જ્યાં. ૧

કિનારે છે એને નગર વસિયાં ગૌરવભર્યાં,
વળી મધ્યે તેને વિધવિધ દ્વીપો શોભન બન્યા;
શીળી મીઠી છાયા સકલ તીર વૃક્ષો થકી બને,
અને કાંઠે કાંઠે શ્રીફલ તરુ ઝાડી લળી રહે. ૨



ખરે અર્પે શાન્તિ ત્રિવિધ પરિતાપો શમી જતા,
નથી જેને જોતાં સકલ અભિમાનો ગળી જતા;
ભૂલી સંસારી જ્યાં સકલ દુઃખસીમા વિસરતો,
સમુદ્રે નિહાળી ચડતી પડતી શોક સમતો. ૩

વસે જેઓ તીરે, નવીન રસ-આસ્વાદ કરતા,
અને નીરે તેને જગપતિ તણાં દર્શન થતાં;
ભૂલે કાવાદાવા, સકલ દુઃખ દારિદ્રય જગનાં,
નિહાળી ઊંડાઇ સ્ખલિત બનતા ગર્વ સઘળા. ૪

અહીં હોડી નાની નિરખી મન આ ચંચલ બને,
અવશ્યે તેમાં કો જલધિ ખૂંદતો નાવિક હશે !
અરે આ દેખીને જીવન-તરણીને મુજ સ્મરૂં,
રૂડા નેતા સાથે ભવજલધિને હું તરી શકું. ૫



અરે પંથો આડા વિકટ ભૂલભૂલામણીભર્યા,
સમુદ્રે, સંસારે, વમલ, પવને ભીષણ બન્યાં;
મહા ઊર્મિઓ જ્યાં ગિરિશિખર શી માર્ગ રૂંધતી,
તરે સૌએ પાન્થો યદિ અટલ શ્રદ્ધા મન વસી. ૬

અહો સંધ્યાકાલે જલધિજલમાં સૂર્ય નમતો,
પ્રભાતે એ પાછો નવલ કિરણો ધારી ઊગતો;
ટકે ના કો સંધ્યા જગતજનની વિશ્વનિધિમાં,
પ્રકાશે પાછું એ જીવન નવલું કો ધરી પ્રભા. ૭

પ્રભુ જીવનની નૌકા મ્હારી આ તુજ હાથ છે;
શ્રદ્ધા છે ને સુકાની છે, બાકી તું તારનાર છે. ૮





# ઉષાદર્શન

જાગી ઉષા !
    જગાડી મ્હને ય સખી રી!
        જાગી ઉષા !
જાગી જાગી જાગી ઉષા ને હું જાગી ઊઠી ઝબકી. હું જાગી૦

    જલ ભરવા જમુનાતટ ચાલી
        ગાગર શિર પર ધરી ધરી.    હું જાગી૦

અનિલલહરી અતિ વેગે ઊડતી,
    સરિતાલહરી પૂરે વહેતી,
    પુષ્પોને નવવિકસિત કરતી
        ચેતન રસ પાઈ.    હું જાગી૦

ગગને ગુલાબી વસ્ત્ર સજીને
    કુંકુમ મંગલ સાજ સજીને,
    નવજીવન નવતેજ ધરીને
        જાગી ઉષા હું જાગી.    હું જાગી૦





## નવલ વર્ષે

(આશાવરી)

નવલ નવવર્ષ તણી રસલ્હાણ
    ઝીલતાં ચેતન પૂરે પ્રાણ    નવલ૦

નવલી સાલ મુબારક હોજો પ્રભુ દો સુખભંડાર,
નવજીવનનાં દ્વાર ઊઘડતાં પ્રકટો પુણ્ય પ્રકાશ.    ૧

પૂજ્ય વડીલ, અમ જીવનઆશા, સૌના ચેતનપ્રાણ,
પ્રેમભાવની શીતલ છાંયે અમે વિહરીએ બાલ.    ૨

મંગલ જન્મતિથિના ઉત્સવ ઉજવાજો પ્રતિ સાલ,
એજ ઉંડી અંતરની ઇચ્છા પૂર્ણ કરો ભગવાન.    ૩

[આશાવરી સ્વ. બ્હેન શ્રીમતીનો પ્રિય રાગ હતો. આ કાવ્ય ૧૯૪૩માં શેઠ ચીમનલાલ ગિરધરદાસના જન્મોત્સવ પ્રસંગે બનાવેલું.]



# શરદપૂનમ

સખી શી શરદપૂનમ સોહાય ! કેવી સુંદર એ શોભાય !
મ્હારૂં મન હરખે મલકાય, હૃદયે મંગલ મૂર્તિ જણાય.

ચંદ્ર તણી આ ચંદ્રિકા કરતી તેજપ્રસાર,
સકલ સૃષ્ટિ સુખ સીંચતો શીતળ શશી સંગાથ. ૧

તારક તેજે તગતગે સ્વર્ગંગામાં ન્હાય,
અમૃત વ્યોમથી આવતું દિલ હરખે ઉભરાય. ૨

સાગર સરિતા શશીકલા નક્ષત્રો ગ્રહરાજ,
કૃષ્ણ કૃષ્ણ કલરવ કરે કોકિલની સંગાથ. ૩

યમુનાજલ નિર્મલ વહે, વૃક્ષ ઘટા ઘનઘોર,
વાય અનિલ સોહામણો, બોલે કયાંક ચકોર. ૪

જ્યોત જીવનની ઝળહળે ગરજે પ્રેમપ્રપાત,
પ્રભુના પ્રેમ પવિત્રને પોકારે મળી સાથ. ૫

પ્રેમામૃતભર પૂર્ણિમા પ્રેમનો પારાવાર,
રાસ રમું રસઘેલડી રાસરમણ સંગાથ. ૬



# રૂપેરી રાતે

સુંદર સોહે રૂપેરી રાત કે દંપતી નીસરે રે લોલ,
કરતાં સ્વર્ગીય સુખની વાત જગતને વીસરે રે લોલ.

મૃદુ આસોપાલવની ડાળ ઝૂકી રહી વ્હાલમાં રે લોલ,
રમણી નિરખે સ્વામી ચંદ્રસુધા સમ ભાવથી રે લોલ.

ખીલ્યાં ઉર કેરાં અરવિંદ પ્રભુએ અર્પિયાં રે લોલ,
જેની સૌરભ જાય દિગંત વિભુ પ્રેરાયલી રે લોલ.

જીવન નાનકડું એક નાવ હલેસે હાંકજો રે લોલ,
દંપતી લેજો જીવનનો લ્હાવ હૃદયમાં રાચજો રે લોલ.

મદભર રજની રમતી રાસ શશીની સંગમાં રે લોલ,
માનુની વેરે નોતમ હાસ આજ ઉમંગમાં રે લોલ.

પ્રભુની વરસો અમૃતધાર પ્રેમી દિલ ઝીલજો રે લોલ,
કરીને સ્વર્ગ સમો સંસાર આનંદરસ રેલજો રે લોલ.

લઈ દઈ જીવનની રસલ્હાણ હૃદય ઉલ્લાસથી રે લોલ,
પરસ્પર ખૂબ બની મસ્તાન જીવન ઉજાળજો રે લોલ.



# મધરાતની પૂર્ણિમા

ખીલ્યો ચંદ્ર મધરાતનો પૂર્ણિમા તણો  
તારા નક્ષત્ર સાથ ચંદ્ર નાચતો ધીમો.

ઊગે આશાને આભ,  
પંખી કરે કિલ્લાટ  
સાથે ફૂલડાંની વાસ  
ઝીણી વાદળીએ વાદળીએ ઘૂમતો ધીમો. ખીલ્યો૦ ૧

બને મસ્ત અનિલ  
ઢળે પુષ્પો વિકસિત  
નમે વેલી સૂરીલ  
ઝીણાં બિન્દુ પીયૂષનાં અર્પતો ધીમો. ખીલ્યો૦ ૨



અહો શાન્તિકુટીર  
બની ગંગાને તીર  
નીલ પર્વતો ગંભીર  
ઝીણાં કિરણોથી ઉજ્જ્વલ કરતો ધીમો. ખીલ્યો૦ ૩



# વીદાયગીત

હૃદયભાવ સ્મરજો અમારા સદાય,
વિયોગ સમે ના ઉર ખોલી શકાય,
મે'માન બ્હેની ! આજે દઇએ વિદાય. ૧

રાસે ઘૂમ્યાં ને ગરબે ફર્યાં હાં !
હૈયામાં હેત ઉભરાય,
મે'માન બ્હેની આજે દઇએ વિદાય. ૨

આજે ઉમંગે ગરબે ગવાય હાં !
આનંદે ઊછળે આ કાય,
મે'માન બ્હેની આજે દઇએ વિદાય. ૩

સન્માન આજ કર્યાં તે છે અધૂરાં
આનંદે પૂરાં ગણાય,
મે'માન બ્હેની આજે દઇએ વિદાય. ૪

આનંદ ખોઇએ આપતાં વિદાય હાં
હૈયાંની વેલી કરમાય,
મે'માન બ્હેની ! આજે દઇએ વિદાય. ૫

ભૂલો કરી જે આનંદના તાનમાં
આપથી શું માફ ના કરાય ?
મે'માન બ્હેની આજે દઇએ વિદાય. ૬



# મૃત્યુને

લલિત છંદ

અરર! ઓ સખિ! કો દિ આવજે,
તુજ જતી સખી ધામ સ્વર્ગને;
નવ વિસારતી કોઇ દિ ત્હને,
પણ વિસારતી આજ હું ત્હને. ૧

સહુ સદા સખિ! વ્હાલ રાખશે,
વળી ત્હને સદા સ્હાય અર્પશે;
સહુ ત્હને દયાથી નિહાળશે,
સુખ સમર્પવા યત્ન સૌ થશે. ૨



સહુ સદા ત્હને સાથ આપશે,
પણ ન ખોટ મ્હારી પૂરી થશે.
પ્રિય સખિ! બધી યાદ આવતી,
જીવનકાલની સાલ એ બધી. ૩

સહુ હવે સદા બોલશે રડી
'તુજ સખી ત્હને છોડીને ગઈ';
ભગિની! શું કરું? હું ન છોડતી
મરણ પાસ ના ચાલતું જરી. ૪

દિવસ એ સહુ દુઃખી તો થશે,
સખિ! ત્હને વળી દુઃખી દેખશે:



સકલ જીવને શોક વ્યાપશે
મુજ વિના બધું ખારૂં લાગશે. ૫

શકીશ એકલી કેમ તું રહી?
જીવનવૃક્ષની એક બેલડી!
અરર! આ મ્હને ખ્યાલ આવતાં
ભય થકી અલિ! અંગ કાંપતાં. ૬

સખિ! સદા ઉદાસી રહી ગૃહે,
વળી નિશાળમાં તું ઉરે બળે
મૃદુ તું કેમ આ ઘા સહી શકે?
જરૂર કો'ક દિ તું રડી જશે. ૭

સખિ! ઉમંગથી આજ તો ફર્યાં,
પણ બને શું કાલે ન જાણતાં;
કશીય કલ્પના ધારવી નહિ,
સુખદુઃખો સદા વેઠવાં સહી. ૮

નહિ ત્હને મળે બ્હેન આવડી,
નવ કદી મળે મીઠડી સખી;
સહુ ત્હને સદા વ્હાલ અર્પશે,
પણ ન 'હું' સમું કો સ્થળે મળે. ૯



કરી શકી નથી વ્હાલ હું સખિ!
ચીઢવતી ઘણું ને રડાવતી;
કદી સુખે દુઃખે ભાગ પાડતી,
કટુક વાણી હું કૈં સુણાવતી. ૧૦

હૃદય તાહરૂં માફ જો કરે,
શરીર છોડું હું શાન્તિથી ખરે!
કરી ક્ષમા મ્હને ધૈર્ય ધારજે,
સખિ! સદા મ્હને તું ભૂલી જજે. ૧૧

હૃદય કુમળું ના દુભાવજે,
નવ તું આશમિનાર બાંધજે;
જીવનના સૂરો તું સુધારજે
હૃદયમાં મ્હને સ્થાન આપજે. ૧૨

ભૂલી જજે ગણી હું ન'તી મળી,
કરીશ ના કદી યાદ કોક દિ';
મુજ પથે સખિ! આવે જ્યાહરે
સુશી ધીમો મ્હને સાંદ પાડજે. ૧૩



ગગનમાં મ્હને તું નિહાળજે
    તુજ સમીપ છું એમ માનજે.
ફરજ ત્હારી તો તું બજાવજે
    હૃદયપદ્મથી તું વધાવજે. ૧૪

સરલ કોણ માર્ગો બતાવશે?
    જીવનપંથ અંધારૂં કાપશે?
અરર! ના જીવી હું શકું જરી
    સખી બીજી શ્રમે શોધજે નવી. ૧૫

નીતિ અને રૂડા કોણ બોધના
    પઠનપાઠ બ્હેની સુણાવશે?
કર ક્ષમા—હું ના કહી શકું હવે
    હૃદય સત્ય ત્હારૂં પુકારશે. ૧૬

બહુ ઊંડાં ઊંડાં દર્દને સહી
    દુઃખદ દીર્ઘ નિશ્વાસ ધારતી;
કરી કરી મ્હને યાદ દુઃખથી
    નવ ભીંજાવતી સાડી અશ્રથી. ૧૭

તુજ મમત્વ છે સૌ પરે અરે!
    પણ ન ઊપજે જેમ 'હું' પરે;
અહ! સખિ કહે આ શું દુઃખ! આ
    કદીય કોઇને ના થશો સજા. ૧૮



ભગિનિ! આજના સુખમાં મઝા,
ભગિનિ! કાલના દુઃખમાં મઝા;
જીવનનાવ જાઓ સ્વમાર્ગમાં,
સૂર ન બેસૂરા થાઓ એહના. ૧૯

સુખદ સ્વપ્ન તું બ્હેન! સેવજે,
જરુર કો સુપાત્રે મળી જજે;
જ્યમ લતા સદા વૃક્ષે શોભતી,
ત્યમ તું શોભજે સાથીદારથી. ૨૦

સખિ! તું અર્પજે ફૂલપાંખડી,
અચલ નેત્રના દૃષ્ટિપાતથી;
નયનઅશ્રુનાં સિંચને કદી
ભીંજવી ના મ્હને ભૂલજે સખી! ૨૧

કદી કરી 'શ્રી'ને યાદ પ્રેમથી
નયન લાલ ના તું ભીંજાવતી;
પણ સમીપમાં સાથી છું ગણી
જીવનમાં સખી! મ્હાલજે સુશી! ૨૨

સ્વ. બ્હેન શ્રીમતીએ પોતાની અંગત સખીને લખેલું.



## જન્મદિને

હે શ્રીકૃષ્ણજી, આપજો સદ્બુદ્ધિ મને આ વર્ષમાં,
આજે મારે જન્મદિને હું માગું એટલું.
ઉદ્ધાર કરજો હે પ્રભુ! ને કૃત્ય શુભ કરાવજો,
બુદ્ધિ ભાવ સુધારજો, મુજને ચરણમાં રાખજો. ૧

દર્શન તમારાં આપજો ને શરીર સારૂં રાખજો,
ગરીબ દુઃખ ટળાવજો ને ધર્મવૃત્તિ રખાવજો. ૨

માગું શું વધુ આ થકી પ્રભુ નૈયા પાર ઉતારજો,
દાસી વિનંતિ સ્વીકારજો શ્રીને કદી ન વિસારજો. ૩







પ્રભુની પૂજા તો એવી જ હોય કે કોઇને કહી કહી શકાય જ નહિ. ખરા હૃદયથી અને અત્યન્ત પ્રેમથી પ્રભુનું સ્મરણ થોડો વખત પણ થાય તો તે જીવનમાં જ ખરેખર સ્વર્ગીય સુખ અપાવે છે.

ૐ ૐ

સવારમાં ઊઠતાં પ્રભુને વંદન કરીને ઊઠયાં હોઇએ એટલે આખો દિવસ મન આનંદમાં જ રહે છે; ને રાત્રે પણ વંદન કરીને સૂઇએ ને ઊંઘ ના આવે ત્યાં સુધી તેના જ વિચારો કર્યા કરીએ ને તેનું જ નામ બોલ્યા કરીએ તો ઊંઘ પણ આવી જશે ને રાત્રિએ નિશ્ચિન્ત ચિત્તે ઊંઘાશે.

ૐ ૐ

સવારનો વહેલો સમય ને સાંજનો સાયંકાળનો સમય પ્રભુના ધ્યાનમાં મસ્ત થવા જ સર્જાયો લાગે છે. આ બધું બ્રહ્માંડ રચનાર તે પરમ પ્રભુને પ્રભાતે પુલકિત હૃદયે કુદરતી રીતે જ આપણું હૃદય નમે છે.



અત્યાર સુધી—લગભગ છેલ્લાં ચારેક વર્ષથી હું ઈશ્વરનું પૂજન કરતી આવી છું. પહેલાં તો—ફોર્થમાં હતી ત્યારે—ફક્ત પા કલાક થતો હતો. પછી ધીમેધીમે પ્રગતિ કરી, અને હવે સાધારણ અરધો કલાક—કોઈ વખત કલાક ને બે કલાક પણ થાય છે. વધુ વખત મળે તો પ્રભુ સાથે

વધુ વખત આનંદ કરૂં છું; ને ન મળે તો આખા દિવસ દરમ્યાન વચ્ચેવચ્ચે જ્યારે એકાંત મળે ત્યારે તે પ્રભુના અલૌકિક સ્વરૂપનું સ્મરણ કરી આનંદ લૂટું છું. પણ આવો આનંદ આટલાં ચાર વર્ષની તપશ્ચર્યા પછી જ હવે મળી શકે છે. શરૂઆતમાં પૂજાનું મન થતું જ નહિ, પણ એક કર્તવ્ય તરીકે યંત્રવત્ કરતી હતી. ધીમેધીમે મને લાગતું ગયું કે પૂજા કરવાથી દિવસ સારો જાય છે. ને જે દિવસે પૂજા બરાબર થઈ નથી હોતી તે દિવસે બરાબર દિવસ સારો જતો નથી ને કાંઈક ને કાંઈક શોક થાય છે જ. આથી પ્રભુ પ્રત્યે વધારે ભક્તિભાવ વધ્યો ને શ્રદ્ધા તથા વિશ્વાસ પણ વધતાં ગયાં. હવે તો મારા પ્રભુને હું બરાબર ઓળખી ગઈ છું ને એ પણ મને જાણે છે. ખરેખર, હવે તો જે દિવસે પૂજા બરાબર નથી થતી તે દિવસે કોણ જાણે મારૂં મન જ ઉદાસ રહે છે. હવે મારે કાંઈ પણ પૂછવું હોય છે તો હું મારા પ્રભુને જ નિવેદન કરૂં છું; ને ખરેખર મને પણ જાણે જવાબ મળતો હોય એમ જ લાગે છે. મને તેના ઉપર ખૂબ જ વિશ્વાસ થઈ ગયો છે. મને પહેલેથી જ ઘણી વખત કેટલીક વસ્તુની ખબર પડી જાય છે ને તે પ્રમાણે સત્ય જ બને છે.



આજે કરેલી ચર્ચાનો વિચાર કરતાં મને જે જે વિચારો આવ્યા તે તને લખું છું:

પ્રભુની આજ્ઞા પાળવાથી બહુ જ શાન્તિ થાય છે અને મન પણ આનંદિત રહે છે અને પ્રભુ પણ મળે છે જ.

પ્રભુ સર્વશક્તિશાળી છે અને હમેશાં આપણું હિત જ જુએ છે, માટે આપણે કદી પણ ચિંતા રાખવી જ નહિ અને સુખ કે દુઃખ જે કાંઈ આવે તે સારા માટે જ હશે એમ માની હિંમતથી અને આનંદથી સ્વીકારી લેવું. આમ

બનવું જોકે મુશ્કેલ છે, છતાં યત્ન કરવાથી કાંઈક સફ-
ળતા તો જરૂર મળે છે. પ્રભુ પ્રત્યે જ્યારે ખૂબ જ ભક્તિ
પ્રકટે અને તે પ્રત્યે ખૂબ ભાવના જાગે ત્યારે આપોઆપ
મનમાંથી તેનું જ સ્મરણ થવાનું ને તેનું જ બધું ગમવાનું,
પ્રભુનું સ્મરણ, પ્રભુની સેવા, પ્રભુની ભક્તિ, પ્રભુનું નામ
અને તેનું જ કામ; બધું જ પ્રભુમય બની જવાનું. ત્યારે
જ પ્રભુપ્રાપ્તિ થઈ શકે. અને પ્રભુનો સાક્ષાત્કાર થયા
પછી શાન્તિ અને સુખમાં શી મણા રહે? સેવાનો કંઈ
પણ ખાસ નિયમ નથી અને સમય પણ નથી. નિષ્કામ
ભાવના રાખી, પવિત્ર હૃદયે અને પ્રેમભાવે જો પ્રભાતમાં
સ્મરણ થાય તો જરૂર આખો દિવસ સુખમાં ને આનંદ-
માં પસાર થાય જ. ખરું કહું? મને તો તેનો સ્પષ્ટ અનુ-
ભવ જ છે કે જે દિવસે સંપૂર્ણરીતે એટલે કે મને પોતાને
પૂરતી લાગે તેટલી સેવા થાય છે તે દિવસે જરૂર કાંઈ
આનંદ અને સુખ મળે છે અને રાત્રે સૂવા જાઉં ત્યારે પણ
મારૂં મન સંપૂર્ણ આનંદમાં હોય છે. અને જે દિવસે મા-
રાથી પૂરતી સેવા થઈ શકતી નથી તે દિવસ ખરેખર
કાંઈક દુઃખદરીતે પસાર થાય છે. મને હમેશનો જ આ
અનુભવ છે અને ખરેખર તે સત્ય જ છે. હું બહુ યત્ન
કરૂં છું પણ સેવા ઓછી થઈ શકતી જ નથી. અને આ
ઉપરથી હું પ્રભુનો અત્યંત ઉપકાર માનું છું કે મારૂં મન
તે પ્રત્યે વધુ નિકટ રહે છે અને ઘણુંખરૂં પ્રભુના જ વિ-
ચારો આવે છે અને અનુકૂળતા પણ ઘણી જ મળે છે.
સંયોગો એક પછી એક અનુકૂળ થાય છે ને ઘણી વાર મને
નવાઈ લાગે છે કે અમુક બાબતમાં પ્રભુનો, ઈશ્વરી સંકેત-
નો અને પ્રભુની મહેરબાનીનો કલ્યાણકારી પ્રેમાળ હસ્ત
સદા યે મારા ઉપર રહે છે. પછી આવા ઉચ્ચતમ સુખને
તિલાંજલિ આપી શા માટે જગતનું ઐહિક સુખ ભોગ-
વવાની વાસના રાખવી જોઇએ! પ્રભુ જ પોતે બધું સુખ,

ઐશ્વર્ય અને અલૌકિક આનંદ આપે ત્યારે નકામી ચિંતા-ઓ–ઉપાધિઓ અને શોક શા માટે હૃદયમાં રાખવાં?

પ્રભો! હમેશ તારો પ્રેમાળ નાદ મારા હૃદયમાં ગુંજો અને મને જીવનમાં પ્રેરણા, સુખ અને આનંદ અર્પો.



હમણાંહમણાં બધાં બહુ કહે છે કે હું પૂજામાં વધુ સમય ગાળું છું. બધાં કહે છે કે મારે અત્યારથી એટલી બધી ભક્તિ કરવાની જરૂર નથી. પ્રભુની ઈચ્છા કોણ જાણે નહિ હોય કે બધાં જ પૂજા થોડો સમય કરવાનું સૂચવે છે? જોકે મને તો પ્રભુનું સ્મરણ ખરેખર ઘણું જ ગમે છે. તેના



નામમાત્રથી જ હૃદયમાં અનેરો આનંદ ઉભરાય છે અને જાણે નિરંતર તે નિર્મળ પ્રેમમૂર્તિનું સ્મરણ કરી ધ્યાન કર્યાં જ કરું એમ બહુ મન થાય છે. પ્રભુની એટલી કૃપા.

જ્યારે સેવા કરવા બેસું છું ત્યારે પણ પ્રભુને ભેટ-વાનું, તેની સામે હસવાનું અને અનેક લાડ કરવાનું મન થાય છે. વહાલા પ્રભુ પણ જાણે સામે જ બોલતા હોય, વાત કરતા હોય એમ મને પણ ભાસ થાય છે. મારી દરેક મુશ્કેલી હું તેની જ આગળ રજૂ કરૂં છું અને તે ખરે જ મને યોગ્ય માર્ગ બતાવે છે. તું નહિ માની શકે, પણ ખરેખર તેની પૂજા કર્યાં વિના મને જમવું બિલકુલ ભાવતું નથી. સવારના વધુ વખત કોઈ દિવસ પૂજા નથી થતી તો હું તેને પ્રેમભર પ્રણામ કરીને આનંદ લઇને પછી જ જમું છું.



બહેન! બહુ ખાધા પછી અજીર્ણ થાય, તેમ પ્રભુ પણ મને હવે તે માર્ગ ત્યજવા સૂચવતા લાગે છે. એમ

જ હશે ને? કારણ આ બધાંના આત્મામાં પણ ઈશ્વર તો છે જ ને? પ્રભુ જેમ એમને સૂચવતો હશે તેમ જ તે કરતાં હશે ને? માટે હું તો પ્રભુ જે સ્થિતિમાં રાખશે, જેટલું તેનું સ્મરણ કરાવશે, જે કંઈ સુખદુઃખ આપશે તે સૌ હસતે હૃદયે સ્વીકારવાની શક્તિ રાખીશ. પ્રભુ જે કરશે તે મારૂં હિત જ કરશે ને? માટે આપણે તો હમેશાં સારૂં જ માનવું. વળી કદાચ વધુ પડતી પૂજાથી હું મારું કર્તવ્ય બરાબર નહિ બજાવી શકતી હોઉં તો? એમ જ કેમ ના માનું? એટલા માટે જ પ્રભુ કર્તવ્ય-પંથે દોરતા હશે. આમ પણ વિચાર આવે છે. વળી કદાચ ભવિષ્યમાં તેની ભક્તિ આ પ્રમાણે ના થઈ એટલા માટે અત્યારથી જ પ્રભુ ઓછું કરવા સૂચવતા હશે, ખરૂં? જોકે આપણા પોતાના હૃદયનું બળ હોય, પોતાનામાં શક્તિ હોય અને પ્રભુ પ્રત્યે અત્યંત ભાવ હોય તો ભવિષ્ય પણ શું કરી શકે? મારે સંસારમાં રહેવું છે એટલે સંસારી સમાજનું કહેવું પણ માનવું. તેથી આખા દિવસમાં હૃદયથી પ્રભુનું ધ્યાન ધરવું. સંસારી લોકોની દૃષ્ટિએ—એ લોકો જોઈ શકે તેવું ઓછું કરવું, પણ તેથી અનેકગણું શુદ્ધ હૃદયથી પ્રભુનું આવાહન કરવું. પ્રભુનું આવાહન તો જ્યારે કરવું હોય ત્યારે થઈ શકે છે ને?



બહેન, બે દિવસથી ખૂબ ખરાબ દિવસો જાય છે, કારણ કયો માર્ગ લેવો તે સમજાતું નથી. પ્રભુને કાલે તો જરૂર પૂછીશ. વહાલા હૃદયેશ્વર જરૂર મને ઉચ્ચ માર્ગે, મારો સાચો સુખદાયી પંથ બતાવશે જ. મારૂં હૃદય ખૂબ

રડે છે, કારણકે પ્રભુને ત્યજતાં જીવ નથી ચાલતો. મને ખૂબ જ લાગી આવે છે. આખા જગતનાં સૌને ત્યજવા હું તૈયાર થાઉં, પણ પ્રેમાળ દેવને તો નહિ જ, બહેન ! રડી રડીને હવે હૃદય નિર્મલ બન્યું છે અને પ્રભુ પ્રત્યેનો પ્રેમ ઊલટો વધ્યો છે. જેમ જગત તેને છોડવાનું સૂચવે છે તેમ પ્રભુની અજબ માયાનું રહસ્ય સમજાતું જાય છે. એ આપણને સંસાર તરફ લોભાવવા માટે લોકો દ્વારા લલચાવે છે. ને ત્યારે જ આપણી ખરી કસોટી થાય છે. માટે મેં નિશ્ચય કર્યો છે કે પ્રભુનું ધ્યાન, તેનું સ્મરણ કે તેની પ્રત્યે બેલક્ષ રહેવું નહિ, પણ ખરા હૃદયે, એકાન્ત મળે ત્યારે, કે મેદની હોય ત્યારે પણ, પ્રભુને હૃદયથી આલિંગન આપવું; અને જ્યારે આવી ગડમથલ થાય ત્યારે, રસ્તો સૂઝે નહિ ત્યારે, પ્રભુને કહેવું: 'પ્રેમળ જ્યોતિ તારો દાખવી મારો જીવનપંથ ઉજાળ !'



અને મારો કૃષ્ણ જરૂર મને બતાવશે જ. હવે નક્કી જ કર્યું છે કે હૃદયથી મનમાં પ્રભુભજન કરવું એ જ સર્વોત્તમ છે. મને તેની મૂર્તિ નિહાળ્યા કરવી ખૂબ ગમે છે. તેની પૂજા પૂર્ણ કરી પાછા જવાનું જ મન નથી થતું. પૂજા કરતાં તો હું રડી પડું છું. જગતને મારું દુઃખ, મારી મુશ્કેલીઓ જણાવવાનું શું પ્રયોજન ? એથી શો લાભ ? ઊલટું સૌ મશ્કરી કરે અને મારા પ્રેમ માટે, ભક્તિ માટે હસે. તેમને તો હસવું જ આવે ને ? ભલેને હસે. હું તો જાણું છુંને કે મારો પ્રેમ કેવો છે ? મારું વર્તન, મારું જીવન અને મારો પંથ કેવો છે ? હું અયોગ્ય માર્ગે નથી જતી એટલે બસ.



પ્રભુનું સ્મરણ ક્યારે કરવું જોઈએ ? પોતાની ફુરસદે અને પોતાની અનુકૂળતા મળે ત્યારે પ્રભુ સમીપ જઈ દર્શન કરી આવવાથી કંઈ પ્રભુપૂજા થઈ ન ગણાય; પણ હમેશાં નિયમિતતાથી અને સંપૂર્ણરીતે પૂજા થવી જોઇએ.

પ્રભુપૂજાનો સમય પ્રભાતનો રાખવો જોઈએ, કે જ્યારે મન પવિત્ર હોય, થાક ઊતરી ગયો હોય અને પૂરતો આરામ પણ લઈ લીધો હોય. વળી પ્રકૃતિ પણ અલૌકિકરીતે શાન્ત પથરાએલી હોય. જીવનમાં અનેક કર્તવ્યો બજાવવાનાં હોય છે, તેમાં સૌથી પ્રથમ કર્તવ્ય પ્રભુ પ્રત્યેનું છે. 'પ્રભુને શરણે જવાનું છે.'



જ્યાં સુધી પ્રભુ પ્રત્યે ભક્તિભાવ જાગે નહિ ત્યાં સુધી પોતાનું મન જ નિર્બળ અને વાસનાથી ભરપૂર હોય અને પ્રભુની કૃપા પણ ન હોય. જ્યારે પ્રભુનું નામ ગમે ત્યારે પ્રભુની પરમ કૃપા સમજવી. જેમ પ્રભુ પ્રત્યે વધુ ભાવ હોય તેમ તેટલી પ્રભુની વધુ મહેરબાની હોવી જ જોઇએ, કારણ તેની ઇચ્છા સિવાય કાંઇ પણ બનતું જ નથી. એની મદદથી જ આપણે સર્વ કાર્યો કરીએ છીએ.

જ્યારે મન ખૂબ વિહ્વલ બને અને ખૂબ ઉત્સાહ ને ઊર્મિ જાગે ત્યારે પ્રભુ પોતે જ સ્વરૂપ લઇ, આપણે જેવા સ્વરૂપે ભજતા હોઈએ તેવે સ્વરૂપે દર્શન દે જ. પણ મનમાં ખરેખરો પ્રેમ જાગે તો જ, અને તેને મેળવવાની સાચી લાગણી જાગે તો જ. જ્યારે નિયમિત પ્રભુભક્તિ અને ઉત્કંઠા થાય ત્યારે જ પ્રભુ ખરેખર દર્શન આપે છે અને સર્વ બંધનો દૂર કરી શાન્તિ અને સુખ આપે છે.



કેટલાક પ્રશ્નો

જીવનનો આદર્શ શો ?
હૃદય નિર્મળ કેવી રીતે રહી શકે ?
પ્રભુ-ભજન કેમ કરવું ?
કર્તવ્યો શાં ? કેમ પાળવાં ?
સંયમ, સેવા અને સત્સંગ કેમ થાય ?
હમેશાં આનંદિત કેમ રહેવાય ?
સાયં-પ્રાર્થના કેમ જરૂરી ?
પ્રભુનો પંથ કયો ? કેમ જવાય ? ક્યારે પહોંચાય ?





જીવનની દરેક પળ અમૂલ્ય છે. જ્યારે એકાન્ત મળે ત્યારે પ્રભુમય બની પ્રકૃતિમાં જ પ્રભુદર્શન કરવા યત્ન કરવો જોઈએ. એકાન્ત વિના ઉચ્ચ વિચારો આવવા મુશ્કેલ છે અને વિચારો વિના ધ્યાન ધરવું પણ મુશ્કેલ છે.

卐 卐

પ્રભુ કાંઇ શબ્દો કે વાણીના ભૂખ્યા નથી; એ તો શુદ્ધ ઉપાસના અને નિર્મલ શ્રદ્ધાના જ પ્રેમી છે.

卐 卐

પ્રભુનો પંથ એક જ અદ્વિતીય, અખંડ અને સનાતન છે. એ પંથે વિચરવાથી સુખ કે દુઃખ બીલકુલ રહેતું નથી. એમાં તો સ્થિરતા જ હોય છે અને દિવસો પ્રફુલ્લિત-પણે વહ્યે જાય છે. પરન્તુ એ પંથે વિચરવા કોઇક જ ભાગ્યવાન થાય છે.

卐 卐

કુદરતનો અર્થ વસ્તુતઃ ઈશ્વર થાય છે. ઇશ્વરની બના-વેલી સજીવ વસ્તુઓને કુદરત કહેવાય.

નિર્મલ જીવનમાં પવિત્ર વિચારોના મણકા ગૂંથી જીવન-માળ વિકસાવી મ્હેકાવજો. પવિત્ર કાયાથી મન, વચન અને કર્મને ઉન્નત પંથે દોરજો.

ૐ ૐ

દરેક કાર્ય કરતાં પહેલાં પ્રભુની આજ્ઞા લેવી જરૂરી છે. પ્રભુ તો પરોક્ષ રહે છે, માટે પોતાના અંતરાત્માને જ પૂછજો.

ૐ ૐ

પૂર્વ જન્મના સંસ્કાર હોય, નસીબ હોય અને પ્રભુની કૃપા હોય તો જીવન જરૂર સુખી થાય છે. જ્યાં આ સર્વ શત્રુરૂપ હોય ત્યાં પામર માનવી ગમે તેટલું સુખ પ્રાપ્ત કરવા યત્ન કરે અને ખૂબ ઊંડો ઊતરીને ઝંપલાવે તોપણ જે બનવાનું હોય તે બન્યે જ જાય છે. ૬૯

ૐ ૐ

ઈશ્વર ઉપર વિશ્વાસ રાખ. તે જરૂર આપણું સારૂં જ કરશે. એને આપણે બહુ ભૂલી જઈએ છીએ. તું કે હું, આપણે તો અનાયાસે જ મળ્યાં છીએ. તે માટે પ્રભુનો ઉપકાર. બાકી આપણી મૈત્રી તો ખાલી ઉપરઉપરની જ છે. સાચી મૈત્રી તો જન્મ્યા ત્યારથી તે જીવનના અંત સુધીની પ્રભુ સાથે જ હોવી જોઈએ.



નાટક ભજવનારાઓ જેમ પોતાનો ભાગ ભજવે છે, તેમ આપણે પણ આ જગતમાં ભાગ ભજવવાનો છે. નાટક ભજવનારાઓ જેમ સૂત્રધારના આદેશને અનુસરે છે, તેમ આપણે પણ આપણા સૂત્રધાર પ્રભુના આદેશને અનુસરવું જોઈએ. પ્રભુ જે પ્રસંગોમાં મૂકે તેમાં આપણે રહેવું

જોઇએ. અભિનેતાઓ પોતાનો પાઠ ઉત્તમ રીતે ભજવવા જેમ મહેનત કરે છે તેમ જ આપણે પણ આપણો ભાગ ઉત્તમ રીતે ભજવવા તરફ લક્ષ આપવું જોઇએ. તું બધું જ સમજે છે એની તો મને જરૂર ખબર છે જ; પણ તું જ્યારે દુઃખમાં ડૂબે છે ત્યારે આવા વિચારોને તદ્દન ઊંચા જ મૂકે છે. તું દુઃખમાં શાન્તિ અનુભવે તે ઉદ્દેશથી જ મેં તને આ લખ્યું છે.



૭૦ ગિરિગહ્વરો ને ત્યાંની પ્રકૃતિની રચના જોતાં જ પ્રભુની અમાપ શક્તિનો ખ્યાલ આવે છે. પ્રકૃતિ દર્શનમાં જ આત્માની શાન્તિ અનુભવાય છે. જીવનનો સાચો આનંદ અને સત્યની ઝાંખી આવાં સ્થળોએ પમાય છે. પહાડી પ્રજાનાં જીવન જોતાં જ એમ થાય છે કે આપણે પણ સંતોષી જીવન ગાળવું જોઇએ; જીવનમાં રસ લઇને કામ કરવું જોઈએ. વળી સ્વયંવિકાસ પામતી કુદરત જોઇને આપણે પ્રસન્નતાથી ઉત્તમ જીવન ગાળવાનો બોધ લેવો જોઇએ.



જીવન એ મુસાફરખાનું છે, જેમાં હજારો માણસો જન્મે છે, પરસ્પર મળે છે, સારાં-નરસાં કૃત્યો કરી પોતાનો પાઠ ભજવે છે અને મૃત્યુ પામે છે. પ્રભુ આપણી સર્વ પ્રવૃત્તિ નિશદિન જોયા જ કરે છે, માટે તેને કૃતાર્થ થવા આપણે સુંદર રીતે વર્તીએ; તેના નિયમો મુજબ નાટક ભજવીએ; નાટક ભજવ્યા પછી તો આપણે પ્રભુના શરણુમાં જ જવાનું છે. પ્રભુ આપણુને જેવું નાટક ભજવીએ તેવી શાબાશી આપવાનો છે. નાટકમાં ભલેને સુખ હોય

કે દુઃખ હોય, પણ આપણે તો ખાલી રંગભૂમિ ઉપર ભજવી લેવાનું છે ને? આપણી ખરી અવસ્થા, સાચું જીવન તો અમર છે. સાચું જીવન પ્રભુ સાથે જ છે. માત્ર દેહ લઇને આપણે નાટક ભજવીએ છીએ. દેહનું રૂપાન્તર થાય છે, પરન્તુ આત્મા તો અમર છે. માટે જીવનની ફરજ મુજબ વર્તન કરવું તે જ યોગ્ય છે. બહેન, આપણો મેળાપ તો નાટક ભજવીએ ત્યાં સુધીનો જ છે. પછી તો ફરી આપણે કશે જ મળવાનાં નથી. માટે તું હવે દુઃખી થયા સિવાય તારી ફરજ બજાવવા તરફ લક્ષ દોરજે. હું તો તારા નાટકની ભાગ ભજવનાર એક મિત્ર તરીકે આવી છું એમ જ માન. પ્રભુને જ તારો સાચો સલાહકાર ને સાથીદાર બનાવ, તો જ સુખી થવાય.

‘મેરે જનમ મરણ કે સાથી,
તોહે નહિ વિસરૂં દિન રાતી.’

મીરાંબાઇનું આ પદ મને બહુ જ ગમે છે.



જીવનમાં સુખ તો સ્થાયી છે જ નહિ. એક દિવસ સુખનો તો બીજો દુઃખનો, એમ ચાલ્યાં જ કરે. પણ આપણે તો સદા બન્નેમાં સમાનતા જ રાખવી જોઈએ. હર્ષમાં બહુ હર્ષઘેલા ના થવું જોઈએ અને દુઃખમાં પણ શાન્તિ અને ધૈર્ય રાખી સમાન રહેવું.



યમરાજા કહે છેઃ ‘મેં મૃત્યુ મોકલ્યું નથી. મારે ત્યાં મૃત્યુ છે પણ નહિ. યમરાજા એ તો સૌની કલ્પના જ છે. તમારે ત્યાં(પૃથ્વી ઉપર, જે જુલ્મ છે, તેણે તમને દુઃખની કલ્પના

કરાવી તેણે જ મૃત્યુનું નામ ફેલાવ્યું છે. યમથી ડરવાનું છોડી દો. તમારે ત્યાં જે દુઃખ હોય તે દુઃખનું નિવારણ કરો; દુઃખીને શાન્તિ આપો. એ જ યમ છે. મૃત્યુ તો તમને સ્વર્ગમાં અનન્ત સુખ આપવા બોલાવવા આવે છે. એનાથી બીવાનું છે જ નહિ.' માટે જીવનમાં દુઃખમાં પણ સુખ માની દરેક પ્રસંગે બધું અનુકૂળ બનાવી લેવું જોઇએ. એ જ સુખી જીવન.





મનમાં આવેલા ગમે તેવા વિચારને શુદ્ધ બનાવી, ઉચ્ચ બનાવી, જીવનમાં વણી લઇ, કાંઈક ઉપયોગ માટે ભેગું કરવાની તાલીમ એનું નામ સંસ્કાર અને કેળવણી. અર્થ વગરના અનેક શબ્દોનો ભંડાર એ કેળવણી પણ નથી અને સંસ્કાર પણ નથી.



જીવનને રસમય બનાવી સુખમય બનાવવા માટે કલા ઉપયોગી વસ્તુ છે. કલા જીવનને સૌન્દર્યમય બનાવી શાન્તિ અર્પે છે જીવનવિકાસ કરવામાં કલા ઉપયોગી છે. કલાથી કઠોર મનુષ્યનું એકાન્તિક, રસવિહીન ને જડ જીવન પણ શુદ્ધ બની ચૈતન્ય પ્રાપ્ત કરી જીવનને ફરી રસમય, શાન્તિમય અને સુખમય બનાવવા યત્ન કરે છે!

ૐ ૐ

જીવનમાં ઉચ્ચ શિખરે પહોંચવાના ઘણા પંથ છે; પણ જે વ્યક્તિ પોતાને સરલ, સારો અને યોગ્ય લાગતો

પંથ ગ્રહણ કરી પ્રયાણ કરે તે પોતાનું જીવન સફળ કરી શકે છે. જે બધા પંથ સુન્દર માની, ઘણા માર્ગે થઈ જવા માગે છે તે પોતાનું ધ્યેય ચૂકી નિશ્ચિત સ્થળે પહોંચી શકતો નથી. જે માર્ગે વહેવું હોય તે માર્ગે જ વહેણ રાખવું જોઈએ. માટે ગમે તે એક માર્ગ સ્વીકારી તે માર્ગે જ સ્થિર રહી પ્રગતિ કરવી જોઈએ.



વિદ્યાભ્યાસ કરતાં જે વિદ્યાર્થી, જીવનને ઉપયોગી ગ્રહણ કરી, પોતાના જીવનમાં ગૂંથી દે છે તે જ સાચો વિદ્યાર્થી છે. તેણે જ સાચી કેળવણી લીધી છે. કેળવણી એટલે પોતાને ઉપયોગનું સંસ્કારી જ્ઞાન પ્રાપ્ત કરવું. પોતાના ધ્યેયને ઉચ્ચ, અને સુખદાયક બનાવવા માટે જ કેળવણી જરૂરની છે.

જીવનમાં આશા અને પુરુષાર્થ સતત રાખવાથી જ સર્વ સફલતા મળે છે. પોતાના આત્માને દૃઢ, શુદ્ધ અને એકપંથી બનાવી પ્રયત્નો કર્યે જવા. છેવટે પ્રગતિ કરતાં કરતાં સુગતિ પ્રાપ્ત થશે જ.



કાદવમાં જન્મ પામવો એ અકસ્માત છે. એમાં મહત્તા પણ નથી ને હલકાઈ પણ નથી. પણ એમાંથી કમલ બનવું એમાં ખરી ખૂબી છે. એમ, જીવનમાં ગમે તેવા સ્થળે નિવાસ થાય કે ગમે તેવા પ્રસંગોમાં મુકાઈએ, છતાં ય પોતે પોતાની ઉચ્ચતા, સદ્ગુણ અને સારાપણું

તજવાં ન જોઈએ. આપણી નિકટમાં ગમે તેવી હલકાઇ, નીચતા કે અયોગ્ય વાતાવરણ હોય છતાંય આપણે તો હમેશ કમલની જેમ ઉચ્ચ બનીને જ રહેવું. જેમ કમલ કાદવમાં રહેવા છતાં પોતાની સુવાસ તજતું નથી તેમ આપણે ગમે તેવા કંટકમય વાતાવરણમાં ઉછરીએ કે રહીએ છતાં યે આપણે આપણું સારાપણું કે કોમલતા ન તજીએ.

ૐ ૐ

જે મનુષ્ય પોતાના જીવનની ઉચ્ચતા માટે કોઈ દિવસ એકાન્તમાં ચિંતન કરતો નથી તે જીવતો છતાં મરેલા જેવો જ હોય છે.

ૐ ૐ

પોતાના દોષ નથી એમ હમેશ માનનારો મનુષ્ય ગમે તેટલો વિદ્વાન હોય પણ અભણ જ છે; જ્યારે પોતાનો ભલે માત્ર એક જ નાનો દોષ હોય પણ એ એક જ દોષ જોઈને એ દોષને કાઢવા મથનારો મનુષ્ય અભણ છતાં ભણેલો અને વિદ્વાન છે.

ૐ ૐ

જે વાચન વાંચી આપણે ઊંડા વિચારમાં ના પડીએ કે જે વાંચી આપણે એ વિષે સહજ વિચાર પણ ના કરીએ તે વાચન, જેવું દારૂનું બીડીનું કે તમાકુનું વ્યસન છે, તેવું નિરૂદ્યોગીનું એક વ્યસન જ છે.



જે મનુષ્ય સંસ્કારી બનવા પ્રયત્ન કરી રહ્યો છે તે જ ખરી વિદ્યાનો ઉપાસક છે.

જીવન એક ઘણો જ ગહન માર્ગ છે. જો આપણે જરાય બેકાળજી બતાવી, જો ઘડીકવાર ઊંઘ્યા અને ક્ષણભર પણ જાગૃત ન રહ્યા તો પ્રગતિને બદલે અવગતિએ દોરાવાના. માટે સતત જાગૃત રહેવું.

મનુષ્યની કીમત અમુક પ્રસંગોમાં છે. એ પ્રસંગો એમ ને એમ પસાર થવા દેનાર મનુષ્ય જીવનનાં ઘણાંઘણાં રહસ્યો જાણ્યા વિના જ જીવે છે. માટે દરેક પ્રસંગને તરત પિછાની લઇ અનુકૂળ બની રહેવું, એ જ સાચો સુખદાયી માર્ગ છે.



અનેક મનુષ્યોને જાણ્યા વિના તેમની વચ્ચે રહેવું એ મોટામાં મોટો માનસિક રોગ છે; અને અનેક મનુષ્યો પોતાને બરાબર ઓળખ્યા વગર રહે, એ પોતાનો મોટામાં મોટો માનસિક ગુણ છે.



ફૂલો અને પંખીઓ ગમે ત્યાં વસવાટ કરે છે, છતાં યે પોતાની કુમાશ, સુગંધ અને સૌન્દર્ય કેવાં જાળવી રાખે છે? આપણે પણ શું એમનું અનુકરણ ન કરી શકીએ? ગમે તેવી પરિસ્થિતિમાં પણ આપણે જો આપણા અલૌકિક સદ્‌ગુણોને લીધે સુગંધી ફેલાવીએ અને સદ્‌ગુણી બની પોતાના ઉજ્જવળ દેહને સૌન્દર્યમય બનાવીએ, તો આપણું જીવન કેટલું ઉચ્ચ બને?

જીવન ટૂંકું છે. સૂવામાં, વાતોમાં ને ટાપટીપમાં જો અરધો વખત ગુમાવીએ તો સફળતા કેમ મળે? લક્ષ્યબિન્દુને

તાકી તે તરફ જ ગતિ રાખવી જોઈએ. દરેક સંયોગને અનુકૂલ બનવું જોઇએ તથા આત્માને પ્રસન્ન રાખવો જોઇએ.



જીવનમાં સુખદુઃખ, ચડતીપડતી, આશાનિરાશા, પળે પળે બદલાય છે. કોઈ વસ્તુ સ્થિર નથી. મોહમાયા તજવાથી જ સુખ મળે છે. કયાંથી આવ્યા ને કયાં જવાનું છે ? નદીમાં મોજાંની લહરીઓ ઉત્પન્ન થાય છે અને પલવારમાં લય પામે છે. પરપોટા ઘડીક થાય છે ને પાણીમાં જ લય પામે છે. ફૂલો ઝાડ પર જન્મ લે છે અને ખરી જઈ નાશ પામે છે. જગત જ સઘળું આવું છે. ઉત્પત્તિ અને વિનાશ હમેશાં થયા જ કરે છે. કોઈ વસ્તુ માટે શોક કરવાથી મન વ્યગ્ર થતાં દુઃખ થાય છે. માટે સુખદુઃખ ઘડનારા આપણે જ છીએ. દરેક સ્થિતિમાં સુખ માનવાથી દુઃખ ઉદ્ભવતું જ નથી.





જે વિચારવાન પુરુષ છે તે સંસારને તરી જાય છે.

જીવનનો સૂર્ય કોઇ વખતે અસ્ત થશે એમ વિચારીને હમેશાં તૈયાર રહેવું જોઇએ.

મનને જેમ બને તેમ શાન્ત રાખવું જોઇએ. બહુ વિચારો કરવાથી એકે ય વિચાર સ્થિર ને પરિપૂર્ણ બને નહિ. શાન્ત ચિત્તે થોરો પણ વિચાર કર્યો હશે તો તેનું પરિણામ ઉત્તમ આવશે.

જો આપણું પોતાનું હૃદય સરલ, ગુણવાન અને બીજાના ગુણોને ઓળખી શકે તેવું હશે તો બીજાના ગુણ, બીજાની મહત્તા ને બીજામાં રહેલા દિવ્ય અંશોને તે જરૂર ગ્રહણ કરી શકશે; માટે પ્રથમ બીજાની પાસેથી ગ્રહણ કરતાં પહેલાં પોતાનામાં જ ગુણો પ્રગટ કરો ને પોતેજ ગુણવાન બનો. પછી બીજાના જેવી સુન્દરતા જરૂર પ્રાપ્ત કરાશે.



જે વસ્તુ જેટલી વધુ મુશ્કેલીએ મેળવી હશે તે વસ્તુ તેટલું જ વધુ સુખ આપી શકશે; માટે જીવનને જેમ બને તેમ વધારે નીચોવવું કે જેથી તે છેવટે અત્યંત મધુર અને ઉત્તમ બને. જીવનને વધારે નીચોવવું એટલે જીવનમાંથી દુર્ગુણો, દુષ્ટ વિચારો ને ખોટા ક્ષણિક વૈભવોનો ત્યાગ કરવો અને સંયમ, તપશ્ચર્યા તથા સેવા રૂપી પવિત્ર વિચારો દૃઢ કરવા.



દર્શનિકામાં કેટલું અનુપમ સત્ય ગાયું છે ?

‘જન્મીને જીવવું તે નહિ જીવવું,<br>
જીવન સુન્દર જીવે તે નવાઈ.

જીવન આનન્દને શોધવા કયાં જવું ?<br>
જીવન આનન્દનો વાસ હૃદયે !

આંખમાં જો હશે આંખની જયોતિ તો,<br>
જગતની જયોતિ તે ઝીલી જોશે !

જીવન આનંદ છે જીવનને અંતરે !<br>
સ્નેહની છે સુધા સ્નેહઘાટે !

જીવનની ઉચ્ચતા કષ્ટથી સાધતાં,
જીવનમાં ભવ્ય આનન્દ ખીલે !

જીવનનું ધ્યેય ને જીવન અભિલાષ સૌ,
પ્હાડ જેવાં સદા ઉચ્ચ રાખો.'



હમેશાં મોંઘી વસ્તુ મેળવવા માટે મહાન ભોગ આપવો જ પડે છે.



卐 卐

બાળકો સાથે રહેવાથી આપણી માનસિક વિચારશક્તિ કોમલ બને છે. તેમની વિચિત્ર પ્રશ્નપરંપરાથી કાંઇ ને કાંઈ જાણવાનું મળે. તેમની સાથે નિર્દોષ આનંદ ભોગવી શકાય અને પ્રભુનાં સુકુમાર બાલકો સાથે અમુક સમય પસાર કરી તેમના દ્વારા પરમ પ્રભુનો નિર્દોષ, કોમલ અને ઉલ્લસિત પંથ પણ નિરખી શકાય.

卐 卐

ધૈર્ય દુઃખમાં ઘણું મદદકર્તા છે.

આપણી પાસે બહુ સુખ હોય ત્યારે ઉદારતા બતાવવી એમાં જ શ્રેય છે.

卐 卐

પોતાનામાં યોગ્યતા ન હોય તો કોઇને કશું કહી શકાય જ નહિ.

卐 卐

મન સ્થિર રાખવું એ જ મન કેળવવાની યુક્તિ.

દુઃખમાં પણ સુખ માનીએ તે જ ઉત્તમ જીવન. ત્યારે જ મનનો સંયમ કેળવાય.

પ્રભુની ઈચ્છા એ જ બલવત્તર છે.

પ્રાર્થના તો ખરેખર નિષ્કામ જ હોવી જોઈએ.

ગીતાજીના વાચનથી વિચારો નિર્મલ અને સાત્ત્વિક બને છે.



उच्च विचार, वो विचारों का खंत से वर्तन; पीछे विचार, वाणी ओर वर्तन से संपूर्णतः जो प्रयत्न करे तो प्रभु भी सम्पूर्ण आनन्दित होकर अवश्य भक्तोंको दर्शन दिखलाते है।

સદાચારનો હિમાયતી હમેશાં જીવન ઉત્કૃષ્ટ કરી શકે છે.

જીવન એક સંગ્રામ છે. તેમાં જેટલું ઉત્તમ અને પવિત્ર રહી શકાય તેટલું ખરૂં. જીવનની મુશ્કેલીઓમાંથી પાર ઊતરવામાં જ મનુષ્યમાત્રની સાચી કસોટી છે.

અનાત્મવિશ્વાસી, હિંમત વિનાના અને નિશ્ચયબલ વિનાના માનવીને ચારિત્ર્યની કીમત હોતી નથી. વાણી, વર્તન અને આતિથ્યભાવથી ચારિત્ર્યની ખબર પડે છે. ચારિત્ર્ય વિનાનું આપણું લાંબું જીવન પણ ટૂંકું જ છે, પ્રશાન્ત જીવન પણ ક્લેશાન્વિત છે, ને વિશુદ્ધ જીવન પણ

પાપભાગ છે. તેથી શુદ્ધ ચારિત્ર્ય દ્વારા તેને વધુ ને વધુ શાન્ત, સાત્ત્વિક અને પવિત્ર બનાવવા પ્રયત્નશીલ રહેવું.



પ્રભુની મદદથી સુખ મળી શકે છે; સત્યથી જીત મળે છે.

સંસારથી નિરાળું મન દોરવવામાં જ સર્વ સાધના ફળે છે.

સંસારમાં એકબીજાનો સંબંધ તોડતાં ઘણાને વાર લાગતી નથી. જે દરેક સ્થિતિમાં સમાન રહી જીવે છે ને ચિંતા કે શોક કે ઉદ્વેગ કરતો નથી એને જ પ્રભુ મદદ કરે છે.



સંસારની બધી ચીજો જેવી દેખાય છે તેવી નથી હોતી. સર્વત્ર કૃત્રિમતા જ દેખાય છે. બિચારો મનુષ્ય તેને સત્ય માને છે. સાચું જ કહ્યું છે કે

'જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે.'

આ કાવ્ય મને બહુ જ ગમે છે. મને અક્ષરશઃ તે પ્રમાણે આચરવાનું મન થઇ જાય છે. પ્રભુની લીલા કેવી છે? માયામાંથી ગમે તેટલું છૂટવા પ્રયત્ન કરીએ તોપણ છૂટવું ઘણું અઘરૂં પડે છે.

જેવી સોબત તેવી અસર.

જેના વિચાર, જેનું ચારિત્ર્ય મને ઉચ્ચ જણાશે તેની સાથે જ હું મૈત્રી બાંધીશ.



સંસારની ઘટમાળ જ એવી છે. એમાં ચિંતા, શોક અને દુઃખ એ તો એના મુખ્ય સિદ્ધાંતો છે. જે માણસો આ

ત્રણમાં ભળી જઈ તેને જ શરણે રહે છે તે ખરેખર સંસારમાં જય મેળવી શકતા જ નથી. પરંતુ જે આ ત્રણને બરાબર સમજી જઇ, તેને હાર આપી, પોતે વિજયી નીવડે છે તે જ ખરેખર જીવનસંગ્રામમાં જીત મેળવી શકે છે. સંસાર, ઉપરની ત્રણ વસ્તુઓથી ભરપૂર છે. જેટલું વધુ ડૂબવું હોય તેટલું ડૂબી શકાય છે અને જેટલું તેનાથી દૂર રહેવું હોય તેટલું દૂર પણ રહી શકાય છે. આપણે મોટીમોટી વાતો કરતા હતા કે શા માટે ચિંતાઓ કરવી? શું કરવા મિથ્યા શોક કરવો? ને શાને હૃદયમાં દુઃખ લગાડવું? એ બધું ભૂલી ગઈ?

* *

દયાનો સાચો અર્થ શુદ્ધ પ્રેમ. જેને મન સઘળું વિશ્વ કુટુમ્બ સમાન છે તે દયાથી ભરપૂર હોય છે. કોઈ પણ જાતનું દુઃખ જોઇ હૃદય પીગળી (દ્રવી) જાય તે જ સાચો મહાત્મા.

* *

સઘળો સંસાર પ્રેમ ઉપર અવલમ્બે છે.

'ચાહવું અને સહેવું' વિશ્વનો ખાસ નિયમ છે.



બહેન! આત્માનો વિકાસ સાધવો એ જરૂર ઉત્તમ તો કહેવાય; અને તે લાભકારક તથા જીવનને માટે ઉન્નતિકારક છે. પણ હમણાં તો આપણે 'આદર્શ જીવન' કેમ ગાળવું એ વિષેનાં પુસ્તકો વાંચવાં જરૂરી છે. ગૃહસ્થ-જીવન અને સંસ્કારનો દઢ ને મજબૂત પાયો હજુ તો રચવાનો છે. અને તે માટે અત્યારથી જ યોગ્ય વિચાર

કરીને તે વિષેના વિચારો મગજમાં પરિપક્વ કરી તેનો જ પાયો મગજમાં મજબૂત કરવા પ્રયત્ન કરવાનો છે. આ વિષે જો અત્યારથી યોગ્ય આશાઓ સેવી યોગ્ય આદર્શો સાથે યોગ્ય નિશ્ચયો કર્યા હશે તો પછી જીવન એક રમત જેવું જ લાગશે. અને આપણું ભૂતકાળનું જીવન જોઈ વર્તમાનકાળમાં પણ આપણે કેમ વર્તવું એ તુરત સમજાશે. અને આખું ભવિષ્ય તો નજર આગળ ખડું થઈ જશે કે આવાં પગલાં ભરવાથી કઈ તરફ અને કયાં આપણે પહોંચીશું.





વ્હાલી સખિ ! મેં ગાંધીજીના પત્રો જે તેમણે તેમના પુત્રને લખ્યા હતા તે વાંચ્યા છે. બહુ જ સુંદર અને માર્ગદર્શક છે.

ૐ ૐ

કવિતા લખ્યા પછી કેટલાકની કવિતા મૃત્યુ પામે છે એટલે પુસ્તકમાં જ રહે છે, અને પોતાને તેની કાંઇ અસર થતી નથી; પણ કેટલાકની કવિતા લખ્યા પછી જન્મે છે, એટલે કવિતા લખ્યા પછી જીવનમાં તે કાયમ વણાઇ જાય છે અને તે કાયમ ઉપયોગમાં આવે છે.

ૐ ૐ

હમણાં તો કોઇનો સહવાસ નથી તે પણ સારૂં. એકાન્તમાં આપણા આત્માનો સહવાસ જેટલો અનુભવી શકાય છે તેટલો બીજાઓ સાથે હોય છે ત્યારે અનુભવી શકાતો

નથી. કવિતાઓ પણ ખૂબ બનાવાય છે ને પત્રો પણ નિરાંતે લખાય છે.



સખિ! જીવનનો જેમ વિચાર કરૂં છું તેમ એમ પણ લાગે છે કે વિવાહ, લગ્ન, સંસાર, વૃદ્ધાવસ્થા અને અંતિમ...? મૃત્યુ જ ને? જીવનનો અર્થ શો? શાને માટે આ બધી મિથ્યા જંજાળ? સુખ અને દુઃખ તો હરઘડીએ ચાલ્યા જ કરે છે. એનો અંત આપણું મૃત્યુ થતાં થાય છે. પ્રભુએ આવી રચના શું કરવા કરી હશે? જીવન એક નાટક જ છે. સુખ, દુઃખ, ચિન્તા, આનંદ, ક્ષણિક મોહ અને વૈરાગ્ય? એનું જ નામ શું જીવન?!!! ના, ના. જરાક વિચાર કરીએ તો મહાત્મા ગાંધીજી, મીરાંબાઈ, રામચંદ્રજી ઈત્યાદિનાં જીવન જુદો જ પ્રકાશ નાખે છે. જીવન શું કરવા, તેવો વિચાર તજી દઈને તેને ઉચ્ચતમ કેમ બનાવવું તેનો તથા આધ્યાત્મિક અને લૌકિક વિકાસ સ્વ અને પરાર્થે કેવી રીતે કરવો તે વિચારવું જરૂરી છે.





**એક વિચાર**

(૧) ગાંધીજી માફક આધ્યાત્મિક જ્ઞાન વધારી દેશ-સેવા અને ગરીબ પ્રજાજનોનાં દુઃખનિવારણમાં જીવન વ્યતીત કરવું.

(૨) મીરાંબાઈ જેવા ભક્ત બની પ્રભુમય જીવન પસાર કરવું.

(૩) સત્પુરુષો જેમ સંન્યાસ લઈ, વિરાગી બની તપશ્ચર્યા કરી જીવન પૂરૂં કરવું.

આ ત્રણ પ્રધાન વિચારો છે.

આપણે તો એક ઉચ્ચ ગૃહસ્થ બનવાની જરૂર છે અને ઉપર જણાવેલા ત્રણે વિચારોને અમલમાં મૂકવા પ્રયત્ન કરવાની જરૂર છે. આપણે માટે તો ઉપરના વિચારોનું જુદુંજુદું જીવન નકામું છે. તેમાં તો જે પ્રકારનું જીવન ગાળીએ તેને જ માત્ર ન્યાય આપી શકાય. ગૃહસ્થી જીવનમાં અનેક પ્રકારની છૂટ હોવા ઉપરાંત ઘણાં કર્તવ્યો બજાવવાની પણ તક છે.

એકલું સંન્યાસીજીવન, બ્રહ્મચર્યજીવન કે પ્રભુમયજીવન આપણને ઉપયોગી નથી. ગૃહસ્થી જીવનમાં બધા જ જીવનનો સમન્વય છે.





જીવનમાં કોણ કોનું છે? બધો વ્યવહાર, સર્વસ્વ પ્રેમ ને બધી ભાવી આશાઓ નિર્મૂલ થતાં કયાં વાર લાગે છે? આપણું ધાર્યું કેટલું થાય છે? આપણે જેને માટે સૌ સહન કરીએ અને અત્યંત પ્રેમ ધરાવીએ તે અન્યથા નીવડે તો?

卐 卐

પ્રિયજનના વિયોગમાં ગમાડવાની ટેવ પાડવી ઘણી જરૂરી છે. ભવિષ્યના વાર ગણવા કરતાં નફિકરા (don't care) બની અત્યારનો જ વિચાર કરવો યોગ્ય છે.

卐 卐

જો મૃત્યુથી આપણા સંબંધનો અંત નિશ્ચિત છે તો પછી છૂટાં પડવા બદલ વ્યર્થ શોક શા માટે કરવો?

આપણે બન્ને મળીએ કે ન મળીએ, પરન્તુ નીચેનું યાદ રાખી, હર્ષ કે શોક ન કરવો:

Not enjoyment and not sorrow,
    Is our destined end or way;
But to act that each to-morrow,
    Finds us farther than to day.

卐 卐

તને મૃત્યુ કેમ કંઈ બહુ વહાલું લાગ્યું? એમ જિંદગીથી કંટાળીએ એ કંઈ સારૂ કહેવાય? હજી તો સંગ્રામ ખેલવાનો બાકી છે. જતાં પહેલાં જ બીકણ બને તો પછી જ્યારે ખરો બહાદુરીનો, અડગતાનો અને અનેક ઘા સહન કરવાનો સમય આવશે ત્યારે તો તું શું કરી શકીશ? મન મજબૂત કર. સામાન્ય બાબતો માટે આંસુ ઢાળ્યા કરતાં તો વીર બની વિયોગ કે સૌ દુઃખો સહન કરવાં એમાં પોતાનો જય રહેલો છે અને એ જ આપણું કર્તવ્ય છે. ભવિષ્યના બહુ વિચારો કરી ખોટો શોક કરીશ નહિ. ઈશ્વર ઉપર હજી પણ તને શ્રદ્ધા નથી? તો તો તને હવે શો બોધ આપવો એ સમજાતું નથી. ખરેખર, આમ નકામો શોક, નકામી ચિંતાઓ કરવી યોગ્ય નથી. ઈશ્વરને બધું સોંપી દો.



બહેન, મારે માટે તું શા સારૂ આટલો જીવ બાળે છે? મને તો મારી જરા ય ચિંતા થતી નથી. આપણા ભાવિની ચિંતા આપણે શા માટે? પ્રભુ જ આપણો સાચો સાથીદાર છે. તે આપણો કાયમનો, જીવનભરનો, અરે તે ઉપરાંત ગયા જન્મનો અને આવતા જન્મનો પણ સાથીદાર છે

એ વાત તું કેમ ભૂલે છે ? આપણા કરતાં તેને આપણી વિશેષ ચિંતા છે. મને એક ગીત યાદ આવ્યું. પ્રભુ કહે છેઃ 'અખંડ હું તુજ રક્ષક, તો પછી તારે શિર શો ભાર છે?'

卐 卐

ભલેને આપણે દેહથી વિખૂટાં પડીએ, પણ હૃદયથી તો કદી પણ પડવાનાં નથી જ. આટલું જાણવા છતાં હૃદય શાથી આટલું ચીરાતું હશે ? શા માટે આટલી લાગણી ઊભરાતી હશે ?



પ્રેમની ગાંઠ ખરેખર એવી જ છે. ખરો પ્રેમ તો એ જ કે ગમે તેટલો વિયોગ થાય ને ગમે તેટલી મુશ્કેલી નડે તોપણ એક સરખી શાંતિ, ધીરજ ને સહનશીલતા રાખે; નાહક ચિંતાતુર ને દિલગીર થવાને બદલે હૃદય-બળ મજબૂત રાખી પ્રસન્નતા ધરાવે. બહેન! મારી તને વિનતિ એટલી જ છે કે મારા માટે તું જરા યે જીવ બાળીશ નહિ. જીવનમાં મુશ્કેલી, દુઃખ અને તડકો-છાંયડો સૌને વારાફરતી આવે છે ને જાય છે.



નકામી ચિંતા શા માટે? જેવાં કર્મ કરીશું તેવું પ્રારબ્ધ ઘડાશે. પ્રારબ્ધ એટલે કરેલાં કર્મનું ફળ. માટે હાલના કર્મ મુજબ જ ભવિષ્ય ઘડાશે. આપણે કંઈ પણ ખોટું કરતાં નથી, તો પછી ભવિષ્યમાં શા માટે દુઃખ પડશે? અને ભવિષ્યમાં કદાચ દુઃખ હોય તોપણ તે પૂર્વજન્મનાં કર્મનું જ ફળ હોવું જોઇએ, અને તે ફળ આપણે જરૂર ભોગવવું જ જોઇએ. વિશ્વ આખું પ્રેમમય છે અને પ્રકૃતિ ખૂબ પ્રસન્નતાથી મહેકી રહે છે. જ્યારે મનુષ્ય સર્વ

સંતાપથી વિમુક્ત થઈ અતિશય પ્રસન્નતાથી નિરંતર પ્રફુલ્લિત રહે છે ત્યારે જ પ્રભુની અમીદૃષ્ટિ વરસે છે. જે માણસ પ્રાપ્ત પરિસ્થિતિમાં સંયોગોને અનુકૂળ બની, બને તેટલો જગતથી નિરાળો રહીને ઈશ્વરને આરાધે છે તે હમેશાં શોક, ચિંતા, દુઃખ કે ઉદ્વેગ વિના આનંદમાં રહે છે ને તેની જ ઉપર પ્રભુની પ્રેમળ જ્યોત વરસે છે. મેં તો નિશ્ચય કર્યો છે કે આનંદમાં જ રહેવું. તો જ પ્રભુના સાક્ષાત્કાર માટે લાયક બનાશે. તું પણ તારી સૌ વિટંબણાઓ—દુઃખો પ્રભુને સોંપીશ તો તું તરત જ મુશ્કેલીમાંથી છૂટી થઇ શકીશ. ફક્ત પ્રભુમાં અટલ શ્રદ્ધા, ભક્તિ ને વિશ્વાસ જોઇએ.



卐 卐

જીવનસાગરે નાવને શાન્તિથી સ્નેહથી અને ઉત્સાહના વેગથી હોર્યે જવું. પરોપકાર, ગુણગાન અને બીજાનું ભલું કરવામાં અહર્નિશ મન પરોવવું. નિંદા, ચોરી, આળસ અને ક્રોધ તરફથી મન પાછું વાળવું. બીજાના દુર્ગુણો નિહાળવા નહિ. કોઇને આપીને દુઃખી થવું નહિ અને ઉદારતા જ હમેશાં રાખવી. કોઇને એક વસ્તુ આપવાથી આપણી પાસે જરૂર બે વસ્તુઓ ભેગી થશે. આપ્યેથી કોઇ ગરીબ થયા નથી. દાન અને ઉદારતા હૃદયથી હોવાં જોઇએ, કોઇને બતાવવા માટે નહિ.



શરમાળપણાનો સદાને માટે ત્યાગ કરવો. શરમ કેવી? શું ખરાબ કામ કર્યું છે કે શરમ રાખવી? બેધડક સામે નિહાળવું. ખરાબ કાર્ય કર્યું હોય તેને શરમ હોય. આત્મ-

ગૌરવ રાખવું. સદ્વિચાર, સદ્વર્તન અને સારી વાણી રાખવી. દરેકનું કલ્યાણ થાય એવા વિચારો રાખવા. ઉચ્ચ વર્તન રાખી ચારિત્ર્ય ઉજ્જવલ રાખવું. વાણી પણ મીઠી અને નમ્ર રાખવી, જેથી કોઇને કડવાં વેણ ન લાગે, સૌ ચાહે અને આપણે માટે ભલી લાગણી ધરાવે. કોઇને ખરાબ વચનો કહેતાં પહેલાં બહુ વિચાર કરવો.

કોઈ આપણને ખરાબ વચનો સંભળાવે તો આપણે તે બદલ સામો ગુસ્સો ન કરવો, પણ આપણે તો તે વખતે ગમ ખાવી, અને બધાં વચનો સાંભળી લેવાં. સામો માણસ અગ્નિ બને તો આપણે પાણી જેટલી ટાઢાશ રાખવી. પછીથી જે સત્ય હોય તે એને સમજાવી શાન્ત કરવો જોઇએ. જીવનમાં ગમ ખાવાનો પ્રસંગ તો વારંવાર આવે જ છે! અને સૌથી અઘરામાં અઘરો અને મીઠામાં મીઠો ગમ સિવાય બીજો એકે ખાવાનો ખોરાક નથી. જે તેનો સ્વાદ ચાખે છે તે જ મહાન બને છે.



**આંસુ** એ મહામૂલ્ય રત્ન છે. ઊનાં આંસુના જેવી કોઈ પણ ચીજ નથી. એક અશ્રુ કેટલી મુશ્કેલીએ મળે છે? આંસુ તો ખરીદી શકાય પણ નહિ. અતરની વરાળ, હ્રદયનો આવેશ અને મનના ઊભરા આંસુ દ્વારા જ વ્યક્ત કરી શકાય છે. આંસુનું એક જ ટીપું હ્રદયને ડામાડોળ કરી મૂકે છે, મોટા સમર્થ પુરુષોને પણ ચલિત કરે છે. અહા! અશ્રુની ઇમારત ચણવી તે તો અતિશય આકરી છે. અશ્રુ—હાસ્યનાં અને રુદનનાં!! બન્નેનાં બિન્દુઓ મનની વ્યાકુળતા સૂચવે છે. પ્રભુ! તું શું આવાં આંસુનો

ભૂખ્યો છે ? આવા ઉમદા પ્રેમનો ? કે આવી હૃદયની લાગણીનો ?



જીવનમાં સુખદુઃખ, ચડતીપડતી, લાભહાનિ અને આશા-નિરાશાના રંગ પળેપળે બદલાય છે. કોઈ વસ્તુ સ્થિર નથી. મોહમાયા તજવાથી જ સુખ મળે છે–અપાર સુખ મળે છે. ક્યાંથી આવ્યા ને ક્યાં જવાનું છે ? નદીમાં મોજાંની લહરીઓ ઉત્પન્ન થાય છે ને પળવારમાં લય પામે છે. પરપોટા ઘડીકમાં થાય છે ને પાછા પાણીમાં જ વિરમી જાય છે. ફૂલો ઝાડ પર જન્મ લે છે અને ખરી જઈ નાશ પામે છે. જગત જ આખું આવું છે ! ઉત્પત્તિ અને વિનાશ હમેશાં થયા જ કરે છે. કોઈ વસ્તુ માટે શોક કરવાથી મન વ્યગ્ર થતાં દુઃખ થાય છે. માટે સુખદુઃખ ઘડનારાં જ આપણે છીએ. દરેક સ્થિતિને અનુકૂળ થઈ જવાથી કદી કલેશ જન્મતો જ નથી. દરેક સ્થિતિમાં સુખ જ માનવું. ૮૧

સીનેમા જોતાં કરુણ સંવાદનું દૃશ્ય જોઈ આપણે કદીક રડીએ છીએ, અને જોઈ રહ્યા પછી આપણને લાગે છે કે આપણે નકામાં રડયાં ! શું તે વસ્તુ સત્ય હતી ? પોતાનો ભાગ ભજવવા જ તેમાં કરુણતાનું દૃશ્ય હતું. માટે આપણું જીવન પણ એવું જ છે ખરીરીતે તો આત્મા અમર જ છે. આપણા આ સ્થૂલ દેહને પોતાનો ભાગ આવી જ રીતે ઉપરના દૃશ્ય મુજબ ભજવવાનો છે. માટે તે ભજવવામાં સુખ જ માનવું. સંસારની ઘટમાળ આવી જ છે. ખરીરીતે ઊંડી દૃષ્ટિથી જોતાં કોઈ મરતું નથી અને

કોઈ જન્મતું પણ નથી. આત્મા તો અમર જ છે!



જે વિચારવાન છે તે સંસારને તરી જાય છે; નાહિંમત થઈ દુ:ખમાં હોહા કરવાથી માણુસ નાહક દુ:ખી બને છે. તેનાથી કદી જીવનમાં ફતેહ મેળવી શકાતી નથી. અડગ નિશ્ચયી અને વિચારવાન ધારે તે કરી શકે છે. દુ:ખમાં ધૈર્ય ધરી, વિચાર કરી પગલું ભરવાથી સંકટ પર જીત મેળવી શકાય છે. કાયર અને નિર્માલ્ય પુરુષ કદી ફતેહ મેળવી શકતો નથી. માટે વિચારવાન બની આપત્તિ સામે બેધડક નિહાળવું અને તે પસાર કરવા હામ ભીડવી. મન ઉપર કાબુ રાખવો. સત્ય બોલવું તથા પોતાના આત્મા પર વિશ્વાસ રાખી આગળ વધવું. પોતાના આત્માનો વિકાસ સત્સંગ કરીને કરવો અને હમેશ પોતે ઉત્તમ કોટિના બનવા જેમ બને તેમ સારાં કૃત્યો કરવાં.

માનસિક નિશ્ચયથી અને સત્સંગથી સર્વ સાધના પાર પડી શકે છે.

